# ચાંદ ની ગવાહી ની આસાન સમજૂતી

લેખક

ખલીફ-એ-મુફ્તી આઝમે હિન્દ, મુનાઝિરે એહલે સુન્નત

**અલ્લામા અબ્દુસ્સત્તાર હમદાની ''મસ્રૂફ''**

(બરકાતી-નૂરી) પોરબંદર (ગુજરાત)

અનુમોદન-પ્રસ્તાવના

કાઝી-એ-ગુજરાત, ખલીફ-એ-તાજુશ્શરીયહ

**અલ્લામા સૈયદ સલીમબાપૂ**

(નાનીવાલા)

પ્રકાશક

**સુન્ની બરેલ્વી મરકઝી દારૂલ કઝા**

**ઈદાર-એ-શરઈય્યા**

બેડી (જામનગર)

બિસ્મિલ્લાહિર્રહમાનિર્રહીમ

ઈદે મુશ્કિલ કુશાઈ કે ચમકે હિલાલ,
નાખૂનોં કી બશારત પે લાખોં સલામ.
(અઅ:આ'લા હઝરત)

ખબરે મુસ્તફીઝનો ખુલાસો

તાર, ટેલીફોન, ટીવી, SMS, મોબાઈલ અને અન્ય ઉપકરણો દ્વારા પ્રાપ્ત થતી માહિતી થી ચાંદ ની ગવાહી પુરવાર નહી થાય, આવી ગવાહી માન્ય રાખવામાં નહી આવે

ઈસ્તેફાદા દ્વારા ચાંદ ની ગવાહી

# ચાંદ ની ગવાહી ની આસાન સમજૂતી

◈ લેખક ◈

ખલીફ-એ-મુફતી આઝમે હિન્દ, મુનાઝિરે એહલે સુન્નત,

**અલ્લામા અબ્દુસ્સત્તાર હમદાની ''મસ્રૂફ''**

(બરકાતી-નૂરી) પોરબંદર (ગુજરાત)

◈ પ્રસ્તાવના/અનૂમોદન ◈

કાઝી-એ-ગુજરાત, ખલીફ-એ-તાજુશ્શરીયહ,

**અલ્લામા સૈયદ સલીમબાપૂ નાનીવાલા**

(કાદરી-બરકાતી-રઝવી-નૂરી)

◈ પ્રકાશક ◈

**સુન્ની બરેલ્વી મરકઝી દારૂલ કઝા, ઈદાર-એ-શરઈય્યા**

બેડી (જામનગર)



| | | |
|---|---|---|
| કિતાબનું નામ | :- | ''ચાંદ ની ગવાહીની આસાન સમજૂતી'' |
| લેખક | :- | ખલીફ-એ મુફતી આઝમે હિન્દ, મુનાઝિરે અહલે સુન્નત, માહિરે રઝવિયાત, **અલ્લામા અ.સતાર હમદાની** ''મસ્રૂફ'' (બરકાતી, નૂરી) |
| પ્રસ્તાવના અને અનુમોદન | :- | ખલીફ એ તાજુશ્શરીઅહ,કાઝીએ-ગુજરાત, **હઝરત અલ્લામા સૈયદ સલીમબાપૂ** બેડી-જામનગર. |
| મદદનીશ | :- | અલ્લામા મુસ્તફા રઝા નૂરી ચમની |
| કંપોઝીંગ | :- | બી. એસ. ગ્રાફીક્સ - પોરબંદર |
| પ્રુફ રીડીંગ | :- | મહંમદઅલી હાજી ઈસ્માઈલ રિફાકતી |
| આવૃતિ | :- | પહેલી |
| પ્રકાશન વર્ષ | :- | જુલાઈ-૨૦૧૫ |
| પ્રત | :- | ૫૦,૦૦૦ (પચાસ હજાર) |
| પ્રકાશક | :- | સુન્ની બરેલ્વી મરકઝી દારૂલ કઝા. ઈદાર-એ-શરઈય્યા-બેડી (જામનગર) |
| વિતરણ વ્યવસ્થા | :- | મરકઝે અહલે સુન્નત બરકાતે રઝા, પોરબંદર (ગુજરાત) |

# અર્પણ...

તાજદારે અહલે સુન્નત, શેહઝાદ-એ-
આ'લા હઝરત, સય્યેદી વ મુર્શિદી,

## મુફતી આઝમે હિન્દ

## હઝરત મુસ્તફારઝા ખાં

રદીઅલ્લાહો તઆલા અન્હો

**તથા**

મિલ્લતે ઈસ્લામીયાના દરેક તે શખ્સને જેને
'દોલતે-ઈમાન' ની સાથે સાથે

**અમલે સાલેહ** ની સઆદત ધરાવવાનું સૌભાગ્ય
પ્રાપ્ત થયું છે.

**જે દરેક કામ શરીઅતે મુતહહેરાની મર્યાદામાં રહીને કરે છે.** અને શરીઅતના અટલ કાનૂનો આધૂનિક યુગના પ્રવાહમાં તણાઈ જવા ન દે અને દરેક મસ્અલો મસ્લકે આલા હઝરતના ત્રાજવે જોખીને તેની ચકાસણી કરે.

**- લેખક -**

# "અનુક્રમિકા"




www.markazahlesunnat.com

# "અનુક્રમિકા"



# "પ્રસ્તાવના"

અઝ :- **આલિમે-બા-વકાર, ફાઝિલે-ઝી-શાન, મુકર્રિરે શોઅલા બયાં, હમદર્દે કૌમો મિલ્લત, કાઈદે એહલે સુન્નત, નાસિરો-નાશિરે મસ્લકે આલા હઝરત, કાઝી-એ-ગુજરાત, હઝરત અલ્લામા સૈયદ સલીમબાપૂ રઝવી-નૂરી, બેડી (જામનગર)**

ખલીફ-એ-જાનશીને-મુફતી આઝમે હિન્દ,
હુઝૂર તાજુશ્શરીયહ કિબ્લા (દામત બરકાતોહુ)

بسم اللہ الرحمٰن الرحیم

نحمدہ ونصلی علی رسولہ الکریم

પ્રિય સુન્ની જન્નતી ભાઈઓ:- **અસ્સલામો અલયકુમ :-**

ચાંદની ગવાહી અને તેમાંય વળી રમઝાન ઈદના ચાંદની ગવાહીનો મામલો કાયમી ધોરણે સળગતો પ્રશ્ન છે. દર બે-ચાર વર્ષે રમઝાન ઈદના ચાંદ અનુસંધાને વિવાદનું વાતાવરણ સર્જાય છે.

રમઝાનની ૨૯, તારીખની સંધ્યા ટાણે જો આકાશ વાદળોથી ઘેરાએલું હોય, તો સમજી લેવાનું કે આજની રાત મારા જેવી વ્યકિત માટે **"રમખાણ રાત્રી"** છે. ચાંદ દ્રષ્ટિગોચર થતું નથી અને અન્ય સ્થળોના લોકોને જિજ્ઞાસા થાય છે કે દેશમાં અને રાજ્યમાં કયાં કયાં ચાંદ થયો છે ? તેની જાણકારી પ્રાપ્ત કરવા માટે મગરિબની નમાઝ પછી ટેલીફોનો (મોબાઈલ અને લેન્ડ લાઈન) નો અવિરત સિલસિલો

આરંભાઈ જાય છે અને **ચાંદ થયો કે નહીં ?** તથા **આવતીકાલે ઈદ છે કે નહીં ?** પૃચ્છાના ઉત્તરો આપી આપીને થાકી જવાય, એટલી બહોળી સંખ્યાના ફોનો આવે છે.

ગુજરાત રાજ્યના શરીઅતના કાઝી (જજ) હોવાના કારણે લોકો મારો સંપર્ક વિશેષત કરે છે. મારા દીનદાર પૂર્વજો, આદરણીય ઉસ્તાદો અને દીનના મહાન આલિમો સાથેના સત્સંગના કારણે પ્રાપ્ત મઝહબી જાણકારીના માર્ગદર્શનથી ચાંદ અંગેના પ્રશ્નો ઉપર આધારિત ટેલીફોનોને શરીઅતના અટલ નિયમોની મર્યાદામાં સિમિત રહીને ઉત્તર આપું છું કે શરીઅતે મુતહહરાના અટલ અને અફર નિયમો મુજબ જ્યાં સુધી ચાંદ અંગેની શરઈ ગવાહી ન મળે, ત્યાં સુધી **"ઈદ"** ની જાહેરાત નથી કરી શકાતી. વર્ષો અગાઉ એવી પરિસ્થિતી હતી કે સમગ્ર સુન્ની સમુદાય એક તાંતણે બંધાએલો રહીને ચાંદની ગવાહીના મામલામાં સૈકાઓથી પ્રચલિત પ્રણાલિકાને જ અનુસરતો. પણ થોડા વર્ષોથી સુન્ની સંપ્રદાયમાં પણ ચાંદની ગવાહીના અનુસંધાને મતભેદો વધુ ને વધુ વિકસી, વકરી અને પ્રસરી રહ્યા છે.

ચાલુ વર્ષે રમઝાનુલ મુબારકના બીજા અઠવાડિયામાં હું **મરકઝે અહલે સુન્નત બરકાતે રઝા-પોરબંદર** ની મુલાકાતે આવેલો અને મારા પરમમિત્ર અને જૂના સાથી **મુનાઝિરે અહલે સુન્નત, અલ્લામા અબ્દુસ્સતાર હમદાની "મસ્રૂફ" સાહેબ** સાથે વિસ્તૃત ચર્ચા થઈ અને મેં અલ્લામા હમદાનીથી ફરમાઈશ કરી કે સરળ ગુજરાતી ભાષામાં ચાંદની ગવાહીના વિષય ઉપર એક આધારભૂત અને વિશ્વસનીય કિતાબ લખો અને તેમાં ચાંદની ગવાહીના સંદર્ભમાં ટેલીફોન, રેડીયો, મોબાઈલ, એસ.એમ.એસ. તથા અન્ય આધૂનિક ઈલેક્ટ્રોનિકસ ઉપકરણોના માધ્યમથી પ્રાપ્ય ચાંદ અંગેની ગવાહીનો શરીઅતમાં શું હુકમ છે ? તેની એકદમ સરળ ગુજરાતી ભાષામાં વિસ્તારપુર્વક છણાવટ એવા અંદાઝમાં હોવી જોઈએ કે થોડું ઘણું બલ્કે અલ્પ માત્રામાં દીની જાણકારી રાખનારો પણ આ ઈખ્તેલાફી (વિવાદાસ્પદ) મસ્અલો સારી પેઠે સમજી શકે. બલ્કે અન્યોને સમજાવી શકે.

**અલ હમ્દોલિલ્લાહ !** અલ્લામા હામદાણી સાહેબે મુઝ નાચીઝની ફરમાઈશ ફકત આલે-રસૂલની ફરમાઈશ છે. તેથી અતિ મહત્વ આપીને તરત જ લખવા બેસી ગયા. મને રાત રોકાઈ જવાની વિનંતી કરી. હું પણ આ વિષયના સંદર્ભમાં મારા વિચારો, મંતવ્યો અને પ્રવત સમસ્યાઓ અંગે ચર્ચા કરતો રહ્યો. બીજા દિવસે ઈફ્તાર પછી જામનગર પરત જવા રવાના થયો. પણ અલ્લામા હમદાની સાહેબનું લેખન કાર્ય સતત ચાલુ જ હતું.

કિતાબ **સુન્ની બરેલ્વી મરકઝી દારૂલ કઝા-ઈદારએ શરઈયા બેડી** (જામનગર) દ્વારા પ્રકાશન કરીને **ગુજરાત રાજ્યના કાઝી** ની હૈસિયતથી સુન્ની ભાઈઓની સેવા કરવાની અદના જવાબદારી અદા કરવાનો સંતોષ લઉં છું. બારગાહે ખુદાવંદીમાં દુઆ છે કે પ્યારા આકા વ મૌલા સલ્લલ્લાહો અલૈહે વસલ્લમના સદકામાં આ કિતાબ **"મકબૂલે અવામ-વ-ખવાસ"** થઈને ફાયદામંદ પુરવાર થાય. લેખક **"મસ્રૂફ"** સાહેબની સતત એક અઠવાડિયાની અથાગ મહેનતના સુખદ પરિણામ સ્વરૂપે આ કિતાબ આપના હાથમાં છે. અલ્લાહ તઆલા તેના હબીબે પાક સલ્લલ્લાહો અલૈહે વસલ્લમના સદકામાં લેખક અને પ્રકાશનમાં હિસ્સો લેનારાઓને દીનો-દુનિયાની નેઅમતોથી માલા-માલ ફરમાવે. **આમીન...**

મુ. બેડી (જામનગર)
તા. ૧૦-૭-૨૦૧૫
૨૨, રમઝાન સ.હિ. ૧૪૩૬
જુમ્આ મુબારક

ખૈર અંદેશ અને દુઆગો,
**સૈયદ સલીમ અહમદ કાદરી**
(રઝવી-નૂરી)

بسم اللّٰہ الرحمٰن الرحیم : نحمدہ ونصلی ونسلم علیٰ رسول الکریم

## ચાંદ જોવા અંગેની ગવાહીના
# અટલ શરઈ નિયમો

છેલ્લા અમુક વર્ષોથી રમઝાન ઈદના ચાંદ અંગે લગભગ બધા જ સ્થળોએ વિવાદ અને વિખવાદનું વાતાવરણ સર્જાય છે. દસ થી પંદર વર્ષ પહેલાં આ વિવાદ સુન્નીઓ અને વહાબીઓ વચ્ચે અસ્તિત્વમાં આવતો હતો. સુન્નીઓ શરીઅતના કાનૂનો અને હદીષ ના ફરમાનોને અનુલક્ષીને ચાંદ જોઈને રોઝા રાખવા અને ચાંદ જોઈને ઈદ મનાવવાના આગ્રહી હતા. પણ વહાબી અને દેવબંદી વર્ગના લોકો બહારગામથી આવેલા ટેલીફોનને ચાંદ ની ગવાહી અંગેનો સબળ પુરાવો ગણીને ઈદની જાહેરાત કરી દેતા. પરિણામે અનેક શહેરોમાં વહાબીઓ ૨૯, રોઝા પુરા કરીને ઈદની ઉજવણી કરી લેતા, પણ સુન્નીઓ ત્રીસ (૩૦) રોઝાની ગણતરી પૂરી કરીને બીજા દિવસે ઈદ મનાવતા. પરિણામે અનેક શહેરોમાં બે-બે ઈદો મનાવવામાં આવતી હતી અને વિખવાદનું વાતાવરણ ખડું થઈ જતું હતું.

**પણ અફસોસ...કે...**

છેલ્લા પાંચ-સાત વર્ષોથી રમઝાન ઈદના ચાંદની ગવાહીના અનુસંધાને હવે સુન્નીઓ પણ બે (૨) વિભાગમાં વહેંચાઈ ગયા છે. છેલ્લે ઈ.સ. ૨૦૧૪ માં સમગ્ર ગુજરાતમાં રમઝાન ઈદના ચાંદ અંગે હોબાળો થએલો અને સુન્નીઓએ પણ બે (૨) ઈદો મનાવેલી.



જો કે ઈદ ન મનાવનારાઓ વિશેષ સંખ્યામાં હતા અને ઈદ મનાવી લેવાની ઉતાવળમાં આગલા દિવસે એટલે કે ફકત ઓગણત્રીસ (૨૯) રોઝાએ રમઝાન પુરો થઈ જવાની જાહેરાત કરીને અન્ય રાજ્યોથી આવેલા ટેલીફોનને આધાર ગણીને વહેલી ઈદ મનાવનારા અલ્પ સંખ્યામાં જ હતા.

ચાંદની ગવાહીના આધારે ઈદ મનાવવા અંગેના અનુસંધાને સુન્ની જનસમુદાય ઘેરી ચિંતામાં છે. કેમ કે બન્ને પક્ષે સુન્ની આલિમો અને મુફતીઓ છે. જેથી સામાન્ય જનસમુદાય દ્વિધામાં છે કે સાચું શું ? અને ખોટું શું ? કોના ફત્વા ઉપર અમલ કરવો ? અને કોના ફત્વાનો અસ્વીકાર કરવો ? સુન્નીઓના આપસના આવા ઈખ્તેલાફ (મતભેદ) નો વહાબી-દેવબંદી પંથી લોકો ગેરલાભ લે છે. પરિણામ સ્વરૂપે અનેક સુન્ની મુસ્લિમો ચાંદના મસ્અલાના અનુસંધાને સર્જાએલી સમશ્યાની ગેરસમજના કારણે સત્યના પંથેથી બહેકી જાય છે અને ગુમરાહ ફિર્કાના અનુયાયી બની જાય છે.

ચાંદની ગવાહીનો મસ્અલો આમ જૂઓ તો ઘણો જ સરળ અને આસાન છે, પણ અમુક આલિમોએ સર્જેલી આંટીઘૂંટીના કારણે ઘણો જ કઠીન અને સમજવામાં અઘરો બની ગયો છે. જેથી "આમ્મતુલ" મુસ્લેમીન (મુસ્લિમ જનસમુદાય) ને આ મસ્અલાની સરળ અને વિસ્તૃત માહિતી પ્રદાન કરવાના આશયથી અહીં ચાંદ જોવો, ચાંદની ગવાહી વગેરે વિષયોને અનુલક્ષીને ઘણી જ સરળ અને આસાન છણાવટ વાંચક મિત્રોની સેવામાં પ્રસ્તુત છે.

# ૨૯, મી તારીખે ચાંદ ન દેખાય તો તેવી પરિસ્થિતીમાં શું કરવું ?

માહે મુબારક રમઝાન શરીફ હમેંશા એક જ ઋતુમાં નથી આવતો. અમુક વર્ષો પછી રમઝાન અલગ અલગ મોસમમાં આવે છે. કયારેક ઉનાળામાં, કયારેક ચોમાસામાં, તો કયારેક શિયાળામાં આવે છે. ઉનાળામાં અને શિયાળામાં રમઝાન ઈદના ચાંદ બાબત કોઈ સમશ્યા નથી સર્જાતી. પણ ચોમાસાના દિવસોમાં જ્યારે રમઝાન આવે છે, ત્યારે ઈદના ચાંદના અનુસંધાને વિવાદ ઉભો થાય છે. કેમ કે ૨૯, મી રમઝાનના દિવસે આકાશમાં વાદળો હોવાના કારણે ચાંદ દેખાતો નથી. તેવી પરિસ્થિતીમાં શું કરવું ? તે હદીષની રોશનીમાં જોઈએ :-

**હદીષ**

''حَدَّثَنَا أَبُو مَرْوَانَ الْعُثْمَانِيُّ قَالَ : حَدَّثَنَا اِبْرَاهِيمُ بْنُ سَعْدٍ عَنِ الزُّهْرِيِّ، عَنْ سَعِيْدِ بْنِ الْمُسَيِّبِ، عَنْ أَبِي هُرَيْرَةَ، قَالَ: قَالَ رَسُوْلُ اللّٰهِ صلى الله عليه وسلم: اِذَا رَأَيْتُمُ الْهِلَالَ فَصُوْمُوا، وَاِذَارَأَيْتُمُوْهُ فَأَفْطِرُوا، فَاِنْ غُمَّ عَلَيْكُمْ فَصومُوا ثَلٰثِيْنَ يَوْمًا''

حوالہ: سنن ابن ماجہ، کتاب الصیام، باب ماجاء فیہ (صوموا الرؤیۃ و أفطر والرؤیۃ)، المجلد الاول، صفحہ:۵۳، رقم الحدیث: ۱۶۵۵، المطبوعۃ:۔ دار احیاء الکتب العربیہ۔ فیصل عیسی البابی الحلبی)

▣ **ઉપરોકત હદીષનો ગુજરાતી અનુવાદ :-**



''હુઝૂરે અકદસ સલ્લલ્લાહો અલૈહે વસલ્લમ ઈર્શાદ ફરમાવે છે કે જ્યારે તમો ચાંદ જુઓ, ત્યારે રોઝા રાખો અને જ્યારે ચાંદ જુઓ ત્યારે 'ઈફ્તાર' કરો અને જો વાદળો છવાયા હોય અને ચાંદ ન દેખાય તો ત્રીસ (૩૦) દિવસ સુધી રોઝા રાખો''

---

▣ હવાલો :- **''સુનને ઈબ્ને માજા''** કિતાબુસ - સિયામ, પ્રકાશક :- દાર-અહયાએ-કુતુબુલ-અરબીયા, હલ્બ (સિરીયા) ભાગ-૧, હદીષ નં. ૧૬૫૫, પેઈજ નં. ૫૩૦

---

◉ ઉપરોકત હદીષને અનુરૂપ અન્ય હદીષો પણ નીચે દર્શાવેલી હદીષની આધારભૂત કિતાબોમાં ઉપલબ્ધ છે :-

(૧) **''સહીહ બુખારી શરીફ''** - કિતાબુસ-સિયામ, જિલ્દ નં. ૩, પેઈજ નં. ૨૭

(૨) **''સહીહ મુસ્લિમ શરીફ''** - કિતાબુસ-સિયામ, જિલ્દ નં. ૨, પેઈજ નં. ૭૬૨

(૩) **''સુનને-નસાઈ''** - કિતાબુસ-સિયામ, જિલ્દ નં. ૪, પેઈજ નં. ૧૩૩

(૪) **''સુનને-દારમી''** - કિતાબુસ-સૌમ, જિલ્દ નં. ૨, પેઈજ નં. ૧૦૪૯

(૫) **''મુસ્તદરક-અલસ-સહીહૈન''** - કિતાબુસ-સૌમ, જિલ્દ નં. ૧, પેઈજ નં. ૫૮૭

(૬) **''સુનને-તિર્મિઝી''** - અબવાબુસ-સૌમ, જિલ્દ નં. ૨, પેઈજ નં. ૬૧

નોટ :- ઉપરોકત નં. ૧ થી ૬ સુધીની કિતાબો **દમિશ્ક, બૈરૂત, સાઉદી અરબ** અને **સિરીયા**ના પ્રકાશકો દ્વારા પ્રકાશન કરવામાં આવી છે.

ઉપરોકત હદીષ શરીફમાં સ્પષ્ટ આદેશ આપવામાં આવ્યો છે કે :-

◉ જો ૨૯, મી રમઝાનના દિવસે (સાંજે) ચાંદ દેખાય, તો ૨૯, રોઝા કરીને રમઝાન પુરો કરો અને બીજા દિવસે ઈદ મનાવો.

◉ જો આકાશમાં વાદળો હોવાના કારણે ચાંદ ન દેખાય, તો હવે રમઝાન ના ત્રીસ (૩૦) રોઝા પુરા કરીને પછી ઈદ મનાવો.

ઉપરોકત હદીષનો ફરમાન એવા સંજોગમાં છે કે સમગ્ર વિસ્તારમાં દૂરદૂર સુધી વાદળો છવાએલા હોય અને કયાંય પણ ચાંદ ન દેખાય. પણ જો તેવું ન બને અને..

## ''કયાંક ચાંદ દેખાય અને કયાંક ન દેખાય, તેવા સંજોગોમાં શું કરવું ?''

ઘણી વખત એવું પણ બને છે કે, એક સ્થળે ચાંદ દેખાયો ન હોય, પણ તેના આસપાસના વિસ્તારમાં ચાંદ દેખાઈ ગયો હોય, દા. ત. અમદાવાદમાં ચાંદ ન દેખાયો હોય, પણ વડોદરામાં દેખાઈ ગયો હોય. તેવી જ રીતે વલસાડમાં ચાંદ ન દેખાયો હોય, પણ ભરૂચમાં દેખાઈ ગયો હોય. તેવા સંજોગોમાં શું કરવું ? આ એક ગુંચવનારો પ્રશ્ન અને બાબત છે. કેમ કે એક સ્થળે લોકો રમઝાનનાં રોઝા રાખે અને આસપાસના વિસ્તારના લોકો રોઝા ન રાખે અને ઈદ મનાવે. જેના કારણે ઈસ્લામના મઝહબી ઉત્સવની ઉજવણીમાં વિરોધ અને ભિન્નતા ઉત્પન્ન થવાના કારણે અવ્યવસ્થા અને ગેરસમજની પરિસ્થિતી નિર્માણ થશે. જેથી ઈસ્લામનાં મહાન આલિમો અને દીનના



નિયમોના સંશોધકો (મુજતહિદો) એ આવી વિકટ પરિસ્થિતીને સાનુકૂળતાના હળવા, સુખદ અને આનંદમય વાતાવરણમાં પરિવર્તન કરીને મઝહબી એકતા, સુઃસંગતતા, સુમેળ, સંપ અને ઐકયની ભાવનાનું દ્રઢપણે નિર્માણ થાય અને જળવાઈ રહે, તેવા નેક આશયથી અમુક કાનૂનો અને નિયમો ઘડી કાઢયા છે.

મિલ્લતે ઈસ્લામીયાના મહાન આલિમો, સંશોધકો અને ઈમામોએ તેવા સંજોગો માટે **''શહાદતે-રૂચતે-હિલાલ''** એટલે કે ''ચાંદ જોવા અંગેની ગવાહી'' નો વિષય આલેખન કરીને, કુરઆન, હદીષ અને સહાબાએ કિરામના કથનો અને આચરણોને અનુરૂપ અને આધારિત નિયમો ઘડી કાઢયા છે. જેની વિસ્તૃત છણાવટ **ફિકહે-ઈસ્લામી** (ઈસ્લામી કાનૂન) ની આધારભૂત કિતાબો જેવી કે **હિદાયા, કન્ઝુદ દકાઈદ, બદાએઉસ સનાએ, ફત્હુલ કદીર, તન્વીરૂલ અબ્સાર, દુર્રેમુખ્તાર, રદ્દુલમોહતાર, ફતાવા કાઝીખાન** વગેરેમાં મૌજુદ છે. વર્ણનીય અને તે સિવાયની અનેક આધારભૂત કિતાબોના નિચોડ અને સ્પષ્ટ ખુલાસા સ્વરૂપે આ સદીના મહાન મુજદિદ, **આલા હઝરત, ઈમામ અહમદ રઝા મુહક્કિક બરેલ્વી** રદીઅલ્લાહો તઆલા અન્હોએ પોતાની નિમ્નલિખિત કિતાબોમાં એવી છણાવટ કરી છે કે મસ્અલો એકદમ સ્પષ્ટ સ્વરૂપે અને કોઈપણ જાતની શંકા-કુશંકા વગર હલ થઈ ગયો છે.

(૧) **''અઝકલ-અહલાલ-બે-ઈબ્તાલે-મા-અહદષન-નાસો-ફી-અમ્રિલ- હિલાલ''** (સ.હિ. ૧૩૦૫)

(૨) **''મઅદલુલ-ઝિલાલ-ફી-ઈસ્બાતે-હિલાલ''** (સ.હિ. ૧૩૦૩)

(૩) **''અલ-બુદુરિલ-અજિલ્લહ-ફી-ઉમૂરિલ અહિલ્લહ''** (સ.હિ. ૧૩૦૪)

(૪) **''નુરૂલ-અદિલ્લહ-લિલ-બુદૂરિલ-અજિલ્લહ''** (સ.હિ. ૧૩૦૪)

(૫) **''રફ ઉલ-ઈલ્લા-અન-નુરિલ-અદિલ્લહ''** (સ.હિ. ૧૩૦૪)

(૬) **''બરાતનામા અંજુમને ઈસ્લામિયા બાંસબરૈલી''** (સ.હિ. ૧૩૦૬)

(૭) **''તુર્કે-ઈષબાતિલ-હિલાલ''** (સ.હિ. ૧૩૧૦)

(૮) **''ફતાવા રઝવિયા''** (અનુવાદિત) પ્રકાશક :- મરકઝે એહલે સુન્નત બરકાતે રઝા-પોરબંદર. **જિલ્દ નં. ૧૦, પેઈજ નં. ૩૪૭ થી નં. ૪૮૭** સુધી

## ચાંદ ની ગવાહીના વિષયની છણાવટ

જો કોઈ સ્થળે ચાંદ ન દેખાયો હોય અને આસપાસના વિસ્તારમાં દેખાઈ ગયો હોય, તો જ્યાં ચાંદ દેખાણો હોય ત્યાંથી ચાંદ દેખાઈ ગયાની ગવાહી મેળવીને, જ્યાં ચાંદ ન દેખાણો હોય, તે સ્થળે પણ ચાંદ થઈ ગયાની જાહેરાત કરી શકાય છે.

ચાંદની ગવાહી મેળવવા અંગે મિલ્લતે ઈસ્લામીયાના મહાન ઈમામો અને સંશોધકો (મુજતહિદો) એ કુલ **સાત (૭)** તરીકા એટલે કે પદ્ધતિ અથવા રીતો નક્કી કરેલ છે. જે નીચે મુજબ છે.

(૧) **શહાદતે રૂચત** (૨) **શહાદત-અલશ-શહાદત** (૩) **શહાદત અલલ કઝા** (૪) **કિતાબુલ - કાઝી - ઈલલ - કાઝી** (૫) **ઈસ્તેફાઝા** (૬) **ઈકમાલે ઈદ્દત** (૭) **તોપ દ્વારા જાહેરાત.**

ઉપરોકત સાત (૭) રીતો (પદ્ધતિ) દ્વારા જે વિસ્તારમાં ચાંદ ન થયો હોય, ત્યાં ચાંદની ગવાહી મેળવીને ચાંદ થઈ જવાની જાહેરાત કરી શકાય છે.



ઉપરોકત સાત (૭) પદ્ધતિ એટલે રીતો દ્વારા ચાંદ થઈ ગયાની જાહેરાત કરી શકાય છે. તે અંગેના શરીઅતના શું નિયમો છે, તેની છણાવટ કરીએં :-

## (૧) શહાદતે રૂચત

એટલે કે ચાંદ જોનાર કે જોનારાઓ એવી ગવાહી આપે કે મૈં ફલાણા મહિનાનો ચાંદ, ફલાણા દિવસની સાંજે જોયો છે. જેના અનુસંધાને અમુક નિયમો છે.

⦿ ૨૯, શાબાનની સાંજે આકાશ સ્વચ્છ ન હોય અને ચાંદના ઉદય સ્થાને વાદળો હોય અને આકાશ ધૂંધળું હોય, તેવી પરિસ્થિતીમાં ફકત એક શખ્સ કે જે આકિલ-બાલિગ એટલે સમજદાર અને પુખ્તવયનો હોય, તેણે શહેર બહારના વૈરાન કે વનવગડા જેવા વિસ્તારમાંથી અથવા ટેકરીની ઊંચાઈએથી ચાંદ જોયું હોય અને તે ગવાહી આપે કે મૈં ફલાણા સ્થળેથી સાંજના સમયે ચાંદ જોયો છે, તો તેવા એક શખ્સની ગવાહીથી પણ રમઝાન મહિનાના ચાંદની ગવાહી માન્ય રાખવામાં આવશે.

⦿ ઉપર વર્ણન કરેલી પરિસ્થિતી સિવાયમાં **બે પુખ્ત પુરૂષો** અથવા **એક પુરૂષ અને બે સ્ત્રીઓ**ની ગવાહી માન્ય રહેશે.

⦿ રમઝાન મહિનાના ચાંદ સિવાયના બાકીના અગિયાર મહિનાઓના ચાંદની ગવાહી માટે **બે પુરૂષો** અથવા **એક પુરૂષ અને બે સ્ત્રીઓ**ની ગવાહી અનિવાર્ય છે.

⦿ ગવાહી આપનાર દરેક પુરૂષ અને સ્ત્રી આદિલ એટલે તે બાહ્ય અને આંતરિક બન્ને રીતે શરીઅતનો પાબંદ અને પ્રમાણિક હોવાની સાથે સ્વતંત્ર એટલે ગુલામ ન હોય, તે કક્ષાના હોય અને તે

ગવાહો કાઝીએ શહેર, અથવા મુફતી અથવા શહેરના સર્વોચ્ચ અને નામાંકિત આલિમ સમક્ષ **''અશ્હદો''** કહીને એટલે કે **''હું ગવાહી આપુ છું''** ના શબ્દો ઉચ્ચારીને ચાંદ જોવાની ગવાહી આપે કે મૈં આ મહિનાનો ચાંદ, ફલાણા દિવસની સાંજે જોયો છે.

(**હવાલો :– ''દુર્રે મુખ્તાર''**, લેખક :- અલ્લામા મુહમ્મદ ઈબ્ને અલી હસકફી, દમિશ્કી, ઈન્તેકાલ સ.હિ. ૧૦૮૮, **જિલ્દ નં. ૨, પેઈજ નં. ૩૮૭,** બહવાલા :- **''તુર્કે ઈષબાતે હિલાલ''**, અઝ:- ઈમામ અહમદ રઝા મુહદ્દિષ બરેલ્વી, પ્રકાશક:- રઝા એકેડમી, બોમ્બે. **પેઈજ નં. ૬**)

## (૨) શહાદત અલશ શહાદત

એટલે કે ચાંદની ગવાહી આપનારાઓએ સ્વયં ચાંદ નથી જોયો, પણ ચાંદ જોનારા અન્યોએ તેઓની સમક્ષ ચાંદ જોવાની ગવાહી આપી અને પોતાની ગવાહી ઉપર તેઓને સાક્ષી બનાવ્યા. આવી ગવાહીના સાક્ષી બનીને તેઓએ તે ગવાહીના આધારે ગવાહી આપી.

⊙ આ **"ગવાહી ઉપર ગવાહી"**નો પ્રકાર તેવા સંજોગોમાં છે કે ચાંદ જોનારા મૂળ દર્શક એટલે અસલી ગવાહ ચાંદની ગવાહી આપવા માટે રૂબરૂ ઉપસ્થિત થવા થી અશકિતમાન હોય, અને તે મૂળ દર્શક એટલે કે અસલી ગવાહ અન્ય કોઈને ગવાહ (સાક્ષી) બનાવીને કહે કે મારી આ ગવાહીનો તું ગવાહ બની જા કે **"હું ગવાહી આપું છું કે મૈં ફલાણા વર્ષના, ફલાણા મહિનાનો ચાંદ ફલાણા દિવસની સાંજે જોયો છે."**

⊙ મુળ દર્શક એટલે અસલ ચાંદ જોનારાની ગવાહી ઉપર **'પેટા-ગવાહ'** બનનારો એવી સાક્ષી આપે કે હું ગવાહી આપું છું કે



ફલાણા બિન ફલાણા (પુરૂં નામ બોલે) એ મને પોતાની ગવાહી ઉપર ગવાહ બનાવ્યો છે કે વર્ણનીય ફલાણા બિન ફલાણાએ ફલાણા વર્ષના, ફલાણા મહિનાનો ચાંદ ફલાણા દિવસની સાંજે જોયો છે અને વર્ણનીય ફલાણા બિન ફલાણાએ મને કહયું કે, મારી આ ગવાહી ઉપર ગવાહ બની જા.

(હવાલો : **''દૂર્રે મુખ્તાર''**- બહવાલા: **''ફતાવા રઝવીયા''** (અનુવાદિત) જિલ્દ નં.૧૦, **પેઈજ નં. ૪૧૨**)

## (૩) શહાદત અલલ કઝા

એટલે કે અન્ય કોઈ ઈસ્લામી શહેરના ઈસ્લામી હાકિમ (શાસક) અથવા શરીઅતના કાઝી (જજ) અથવા શહેરના સર્વોચ્ચ આલિમ કે મુફતી સમક્ષ ચાંદ જોયા અંગેની ગવાહી આપવામાં આવી અને તે હાકિમ અથવા કાઝી અથવા મુફતીએ તે ગવાહીને માન્ય રાખી, સ્વીકારીને, ચાંદ થઈ થવાનો આદેશ આપ્યો. તે સમયે બે (૨) આદિલ ગવાહો ત્યાં ઉપસ્થિત હતા અને તે બે (૨) ગવાહોએ અહીં આવીને અહીંના હાકિમે ઈસ્લામ અથવા શરઈ કાઝી અથવા મુફતી સમક્ષ એવી ગવાહી આપી કે અમો ગવાહી આપીએ છીએં કે અમારી રૂબરૂ ફલાણા મહિનાના ચાંદ બાબતે, ફલાણા દિવસની સાંજે, ચાંદ થવા અંગેની ગવાહી રજૂ કરવામાં આવેલી અને તે ગવાહીને તે શહેરના હાકિમ અથવા કાઝી અથવા મુફતીએ માન્ય રાખીને ફલાણા દિવસે ચાંદ થઈ ગયાનો આદેશ આપ્યો છે.

(**હવાલો :– ફત્હુલ–કદીર, ફતાવા કાઝીખાન** અને **ખુલાસતુલ ફતાવા,** બ-હવાલા :- **''તુર્કે – ઈષબાતે – હિલાલ''** અઝ :- ઈમામ અહમદ રઝા, **પેઈજ નં. ૧૬** અને **૧૭**)

## (૪) કિતાબુલ-કાઝી-ઈલલ-કાઝી

એટલે કે કાઝી-એ-શરઅ એટલે શરીઅતનો જજ કે જેને ઈસ્લામી બાદશાહે કેસો (મુકદમાઓ) ના ચુકાદાઓ આપવા માટે નિયુકત કરેલ હોય, તે કાઝી સમક્ષ શરીઅતના નિયમો મુજબની ગવાહી આપવામાં આવી, જે શરીઅતના નિયમોને અનૂસરીને માન્ય રાખવામાં આવી. તે કાઝીએ અન્ય શહેરના કાઝી-એ-શરઅના નામે પત્ર લખ્યો કે મારી સમક્ષ આ વિષયની શરઈ ગવાહી રજૂ થઈ છે.

◉ તે પત્રમાં પત્ર લખનાર કાઝી પોતાનું અને જેને પત્ર લખવામાં આવ્યો હોય, તેનું નામ અને સરનામું પુરેપુરૂં લખે, જેથી સચોટ ઓળખ સ્પષ્ટપણે પારખી શકાય.

◉ પત્ર લખનાર કાઝી તે પત્રને બે (૨) આદિલ ગવાહોને સુપરત કરે અને પત્ર સોંપીને કહે કે મારો આ પત્ર ફલાણા શહેરના કાઝીના નામે છે. તે બન્ને ગવાહો પત્ર સાચવીને અને સંભાળીને તે શહેરના કાઝી કે જેને સંબોધીને પત્ર લખવામાં આવ્યો છે, તે કાઝીને પત્ર આપતાં ગવાહી ઉચ્ચારે કે ફલાણા શહેરના કાઝીએ આ પત્ર આપને સંબોધીને, લખીને, અમોને આપ્યો અને અમોને ગવાહ બનાવ્યા કે આ પત્ર તમારા માટે છે. પત્ર પ્રાપ્ત કરનાર કાઝી તે પત્રમાં વર્ણન કરેલી ગવાહીને પોતાના મઝહબ પ્રમાણે પુરાવા તરીકે યોગ્ય સમજે, તો તે કાઝી પત્રમાં વર્ણન કરેલી ગવાહીને માન્ય રાખી, તેના ઉપર અમલ કરી શકે છે.

◉ ઉત્તમ એ છે કે પત્ર લખનાર કાઝી પત્ર લખ્યા પછી પત્રનું લખાણ ગવાહોને વાંચી સંભળાવે અથવા તે પત્રનું તારણ કહી દે. ત્યાર બાદ પત્રને પરબડીયા (કવર) માં પેક કરીને કવરને મહોર કરી દે.



◉ બહેતર એ પણ છે કે પત્રના લખાણની નકલ એક ખુલ્લા કાગળ ઉપર લખીને ગવાહોને આપી દે. જેથી માર્ગમાં તે ગવાહો પત્રના લખાણને યાદ કરી લે અને કાઝીને પત્ર આપતી વખતે એવી ગવાહી આપે કે અમો જે પત્ર લાવ્યા છીએ, તેમાં આવું લખ્યું છે અને અસલ પત્રને સંબોધિત કાઝીને સુરક્ષિત સોંપી આપે.

◉ જો પત્ર લખનાર કાઝી પત્રને બે (૨) આદિલ ગવાહોના હાથે, પત્ર મોકલવાની ઉપરોકત પદ્ધતિના બદલે પોસ્ટ દ્વારા પત્ર મોકલે અથવા પોતાના માણસ મારફત સામાન્ય ટપાલ સ્વરૂપે મોકલે, તો તે પત્ર માન્ય ગણવામાં નહીં આવે. પછી ભલે તે કાઝી દ્વારા લખવામાં આવેલો જણાય. ભલે તે પત્રમાં કાઝીની અને તેના ખાતાની મહોર (સિક્કો) પણ લાગેલી હોય, તેમ છતાં પણ તે પત્ર માન્ય રાખવામાં નહીં આવે

◉ વર્ણનીય ઉપરોકત પ્રક્રિયામાં એક બાબત એ પણ ઝરૂરી બલ્કે અનિવાર્ય છે કે સંબોધિત કાઝીને પત્ર મળે, અને તે પત્રને વાંચી લે, ત્યાં સુધી પત્ર લખનાર કાઝીનું જીવિત હોવું અને પોતાના હોદા ઉપર સ્થાપિત હોવું ઝરૂરી છે. જો સંબોધિત કાઝીને પત્ર મળે અને તે વાંચે, તે પહેલા પત્ર લખનાર કાઝીનું અવસાન થઈ ગયું અથવા હોદા ઉપરથી બરતરફ થઈ ગયો, તો હવે તે પત્ર નકામો થઈ ગયો અને તે પત્ર ઉપર અમલ કરવામાં નહીં આવે.

◉ પત્ર લખનાર કાઝીના જીવિત હોવામાં એક મહત્વની બાબત એ પણ છે કે જ્યાં સુધી સંબોધિત કાઝી તે પત્ર મુજબ અમલવારી કરી લે ત્યાં સુધી પત્ર લખનાર કાઝીમાં પોતાના હોદા ઉપરની લાયકાત બાકી રહેવી જોઈએ. જો પત્રની અમલવારી પૂર્વે પત્ર લખનાર કાઝી પાગલ અથવા મુર્તદ (વિચલીત) અથવા આંધળો થઈ ગયો, તો પણ તે પત્ર નકામો બની જશે. તેના ઉપર અમલ કરવામાં નહીં આવે.

(**હવાલો :– ''દુર્રે–મુખ્તાર'', જિલ્દ નં. ૫, પેઈજ નં. – ૪૩૨,** બ-હવાલા **''ફતાવા–રઝવીયા''** (અનુવાદિત) **જિલ્દ નં. ૧૦, પેઈજ નં. ૪૧૪**)

## (૫) ઈસ્તેફાદા

ઈસ્તેફાદા એટલે શું ? ઈસ્તેફાદાની શરઈ હૈસિયત શું છે ? ઈસ્તેફાદાનો અર્થ, મતલબ, ભાવાર્થ, મર્મ, મકસદ અને મુરાદ અંગેની વિસ્તૃત છણાવટ હવે પછીના પૃષ્ઠોમાં વાંચશો.

### કેમ કે :-

**"ઈસ્તેફાદા"** ના અનુસંધાને વર્તમાન યુગના અમુક આલિમો અને મુફતીયોએ વ્યાપક સ્વરૂપે ગેરસમજોના વાયરા વહેતા કર્યા છે. ઈસ્તિફાદાના ઓઠા હેઠળ મોબાઈલ, ટેલીફોન, ટીવી અને અન્ય પ્રચલિત આધુનિક ઉપકરણો અને સાધનો તથા માધ્યમો દ્વારા ચાંદની ગવાહી પુરવાર કરીને ખુલ્લમ ખુલ્લા મિલ્લતે ઈસ્લામીયાના મહાન આલિમો દ્વારા અંકિત કરેલી સીમારેખા છલાંગ મારીને ઓળંગવાની હીનચેષ્ટાઓ આચરવામાં આવી રહી છે. ત્યાં સુધી કે આ સદીના મહાન મુજદિદ, **આલા હઝરત, ઈમામ અહમદ રઝા** મુહક્કિક બરેલ્વી રદીઅલ્લાહો અન્હોની કિતાબો અને ફત્વાઓના ખોટા અને મનચાહા અર્થઘટનો કરીને, સુન્ની મુસ્લિમોને આપસના વિવાદ અને વિખવાદની ઉંડી ખીણમાં ધકેલવાની પ્રવૃતિ આચરવામાં આવી રહી છે.

જેથી...

**"ઈસ્તેફાદા"** અંગેની વિસ્તૃત અને આધારભૂત છણાવટ હવે પછીના પૃષ્ઠોમાં કરવામાં આવશે.



## (૬) ઈકમાલે ઈદ્દત

એટલે કે એક મહિનાના ત્રીસ (૩૦) દિવસો પૂરા થઈ જાય તો સંલગ્ન (અડેલું) મહિનાનો ચાંદ આપોઆપ પુરવાર થઈ જાશે. જો કે તે ચાંદ પુરવાર થવા માટે રૂયત એટલે કે જોવું, ગવાહી, આદેશ, ઈસ્તેફાદા કે અન્ય કોઈ બાબત ન હોવા છતાં, ચાલુ માસના ૩૦, દિવસો પૂરા થતાં જ આવતા મહિનાનો ચાંદ આપોઆપ પુરવાર થઈ ગયો ગણાશે. કેમ કે મહિનાના દિવસો ત્રીસ (૩૦) થી વધુ નથી હોતા. કેમ કે :-

**હદીષ**

**હુઝૂરે અકદસ, રહમતે આલમ** સલ્લલ્લાહો અલૈહે વસલ્લમ ઈર્શાદ ફરમાવે છે કે :-

| |
|---|
| "فَإِنْ غُمَّ عَلَيْكُمْ فَأَكْمِلُوا الْعِدَّةَ ثَلَاثِيْنَ" |
| (حوالہ: صحیح البخاری، کتاب الصوم، جلد۳، صفحہ۲۷، حدیث نمبر۱۹۰۷) |

**-: અનુવાદ :-**

"જો ઓગણત્રીસ (૨૯) મા દિવસે આકાશ સ્વચ્છ ન હોય, તો ત્રીસ (૩૦) ની ગણતરી પુરી કરો"

(બ-હવાલા :-**"તુર્કે-ઈષબાતે-હિલાલ"**, અઝ :- ઈમામ અહમદ રઝા મુહક્કિક બરેલ્વી, **પેઈજ નં. ૨૪**)

## (૭) તોપનો આવાઝ :-

તોપ (Cannon) ના ધડાકાના આવાઝને શહેરની આસપાસના ગામડાઓ માટે ચાંદ થઈ ગયાની દલીલ સ્વરૂપે **અલ્લામા શામી** એ ગણતરીમાં લીધેલ છે. તોપના આવાઝને ચાંદ થઈ ગયાની શરઈ દલીલ સ્વરૂપે ગણતરીમાં લેવા અંગે પણ અમુક નિયમો છે. જેમ કે :-

◉ ઈસ્લામી શહેરના શરીઅતના પાબંદ હાકિમના આદેશથી ઓગણત્રીસ (૨૯) તારીખની સાંજે ચાંદ થઈ ગયાની જાહેરાત માટે જ તોપના ધડાકાની પ્રણાલિકા પ્રચલિત હોય અને આવા ધડાકા ફકત ચાંદ થઈ ગયાના શરઈ પુરાવા સ્વરૂપે કરવામાં આવતા હોય.

◉ ચાંદ થઈ ગયાની જાહેરાત સ્વરૂપે ફોડવામાં આવતી તોપનો આવાઝ ફકત આસપાસના વિસ્તારના ગામડાઓ માટે જ શરઈ ગવાહી નથી. બલ્કે શહેરની અંદર વસવાટ કરતા શહેરીજનો માટે પણ શરઈ ગવાહી સમાન છે. કેમ કે હાકિમે શરીઅત સમક્ષ ચાંદની જે ગવાહી રજૂ થઈ અને હાકિમે તે ગવાહીને માન્ય રાખીને ચાંદ થઈ ગયાનો આદેશ આપ્યો. તે સમગ્ર પ્રક્રિયા દરેક શહેરીજનોએ પ્રત્યક્ષ નથી જોઈ. જેથી જ ગવાહીની આ પ્રક્રિયા અને તેને માન્ય રાખવા અંગેની જાહેરાત માટે પ્રચલિત રિવાજો ઘડી કાઢવામાં આવ્યા છે. જેમ કે તોપના ધડાકા અથવા ઢંઢેરો પીટવો.

(હવાલો :- (૧) **"ફતાવા હિન્દીયા"** - પ્રકાશક :- નૂરાની કુતુબખાના, પેશાવર - **જિલ્દ નં. ૫, પેઈજ નં. ૩૦૯**)



(૨) **"રદ્દુલ-મોહતાર"**, પ્રકાશક :- મુસ્તફા અલબાબી, ઈજીપ્ત, કિતાબુસ્સૌમ, **જિલ્દ નં. ૨, પેઈજ નં. ૯૯**)

(બહવાલા :- ફતાવા-રઝવીયા, (અનુવાદિત) **જિલ્દ નં.૧૦, પેઈજ નં. ૪૨૦**)

અહીં સુધીના વાંચનથી વાંચક મિત્રો ચાંદ ની ગવાહીના વિષયના અનુસંધાને તબક્કાવાર અને ક્રમવાર ઘણી જાણકારી પ્રાપ્ત કરી ચુકયા હશે. હવે આપણે આ કિતાબના મુખ્ય વિષય અને મહત્વના મુદ્દા એટલે કે **"ઈસ્તેફાદા"** વિષે વિસ્તૃત છણાવટ કરીએં અને **"ઈસ્તેફાદા"** ની આડમાં ફોન, મોબાઈલ, ટીવી, એસ.એમ.એસ. વગેરે દ્વારા ચાંદની ગવાહી પુરવાર કરવાની ચેષ્ટા કરનારા મહાનૂભાવો દ્વારા આલેખવામાં આવેલા નિબંધોના અનુસંધાને વિવેચના કરીએં.

## "ચાંદની ગવાહીની પાંચમી રીત એટલે કે "ઈસ્તેફાદા" નું વર્ણન"

**"ઈસ્તેફાદા"** (استفاضہ) નો શબ્દકોષમાં અંગ્રેજી અર્થ Grateful એટલે કે આનંદદાયક અને સહાનુભૂતિ દર્શાવતું થાય છે. પણ શરીઅતની પરિભાષામાં તેનો અર્થ જૂદો જ છે.

મિલ્લતે ઈસ્લામિયાના મહાન આલિમો, ઈમામો અને સંશોધકોના મતે **"ઈસ્તેફાદા"** ની વ્યાખ્યા નીચે મુજબ છે.

◉ એવો મુસ્લિમ શહેર કે ત્યાંનો હાકિમ સ્વયં

કાઝી-એ-ઈસ્લામની હૈસિયત થી ચાંદ અંગેના નિર્ણયો પણ ખૂદ કરતો હોય, અને તે હાકિમ સ્વયં આલિમે દીન હોય અને દીનના એહકામો ઉપર અમલ કરતો હોય અને કાયમ હોય, અથવા કોઈ ભરોસાપાત્ર અને આધારભૂત ઉપર વિશ્વાસ રાખવાનો આગ્રહી હોય, અથવા જ્યાં કાઝી-એ-શરઅ નથી, જેથી તે હાકિમ જ મુફ્તી-એ-ઈસ્લામ ની હૈસિયતથી રોઝા અને ઈદો અંગેના ફત્વાઓ આપતો હોય, તેવા સ્થળેથી વિવિધ જમાઅતો અન્ય કોઈ શહેરમાં જઈને, બધા એકમુખે પોતાની જાણ મુજબ **'ખબર'** આપે કે ફલાણા સ્થળ, ફલાણા દિવસે ત્યાં ચાંદ દેખાવવાના કારણે રોઝા શરૂ થયા છે અથવા ઈદ મનાવવામાં આવી છે.

◉ ફકત બજારૂ અફવા દ્વારા વાત તો ફેલાણી પણ વાત કહેનારનો કોઈ પતો જ નથી. વાતના વર્ણનકર્તા અંગે જ્યારે પૂછવામાં આવે, તો એવો જવાબ મળે કે **"એવું સાંભળ્યું છે"** અથવા **"લોકો આવું કહેતા હતા."** આવી અફવા હરગિઝ **"ઈસ્તેફાદા"** નથી.

◉ **"ઈસ્તેફાદા"** માટે ઝરૂરી છે કે ત્યાંથી અનેક જમાઅતો આવીને સર્વાનુમે (એકમતે) ખબર આપે કે ફલાણા દિવસે ત્યાં ચાંદ દેખાઈ જવાના કારણે રોઝા શરૂ થયા અથવા ઈદ મનાવવામાં આવી.

(હવાલો :- **"તુર્કે-ઈષબાતે-હિલાલ"**, લેખક :- ઈમામ અહમદ રઝા મુહક્કિક બરેલ્વી, **પેઈજ નં. ૨૦**)

◉ **"ઈસ્તેફાદા"** ના અનુસંધાને અલ્લામા શામીએ ખાત્રીપુર્વક એવું કહ્યું છે કે "અન્ય શહેર થી ઘણી જમાઅતો



(જમાઅતે-કષીરા) આવે અને આવનારા બધા એકરાગે (એકમતે) એવું કહે કે ત્યાં અમારી સમક્ષ ત્યાંના આમ લોકો પોતાની આંખોથી ચાંદ જોવાનું વર્ણન કરતા હતા."

(હવાલો :- **"ફતાવા રઝવીયા"** (અનુવાદિત), પ્રકાશક :- મરકઝ-પોરબંદર. **ભાગ નં. ૧૦, પેઈજ નં. ૪૧૭**)

## "ઈસ્તેફાદા અંગે ઈમામ રહમતીનું મંતવ્ય અને કથન"

**"ઈસ્તેફાદા"** ના અનુસંધાને એક મહત્વની બાબત એ પણ છે કે અન્ય સ્થળેથી વિવિધ જમાઅતો આવીને જે ખબર આપે, તે ખબર વ્યાપક સ્વરૂપે પ્રસિદ્ધિ પામે.

▣ **એક આધારભૂત હવાલો અત્રે રજૂ છે :-**

"قَالَ الرَّحْمَتِیْ معنی اَلِاسْتِفَا خَۃُ اَنْ تَاْتِیْ مِنْ تِلْکَ بَلْدَۃٍ جَمَاعَاتِ مُتَعَدَّ دُوْنَ کُلُّ مِنْھُمْ یَخْبِرُ عَنْ اَھْلِ تِلْکَ الْبَلْدَۃِ اِنَّھُمْ صامُوْاعَنْ رُوْیَۃٍ"

حوالہ: ردالمحتار علیٰ درمختار، مصنف: امام محمد امین بن عمبر عابدین شامی، المتوفی ۱۲۵۲ھ، ناشر: دارالفکر۔ بیروت۔ لبنان، جلد ۲، ص ۳۹۰

◉ ઉપરોક્ત અરબી ઈબારતનો ગુજરાતી અનુવાદ :-

"**ઈમામ રહમતી** (ઈમામ મુસ્તફા-બિન-મુહમ્મદ રહમતી, ઈન્તેકાલ સ.હિ. ૧૨૫૦") **એ ફરમાવ્યું કે પ્રસિદ્ધનો મતલબ એ છે કે તે શહેરથી અનેક જમાઅતો આવે અને તે બધા એવી માહિતી આપે કે તે શહેરના લોકોએ ચાંદ જોઈને રોઝો રાખેલ છે.**

હવાલો :- **"રદુલ-મોહતાર-અલા-દુર્રે-મુખ્તાર"** લેખક :- **ઈમામ મુહમ્મદ અમીન બિન ઉમર આબેદીન શામી** (ઈન્તેકાલ :- સ.હિ. ૧૨૫૨) પ્રકાશક :- દારૂલફિક્ર, બૈરૂત-લબનાન, **જિલ્દ નં. ૨, પેઈજ નં. ૩૯૦**

ઈમામ મુસ્તફા બિન મુહમ્મદી રહમતીના ઉપરોક્ત મંતવ્ય મુજબ **"ખબરે મુસ્તફીઝ"** માટે અનિવાર્ય છે કે તેની જાણકારી વ્યાપક સ્વરૂપે પ્રસરે અને ફેલાય. એટલે કે તે શહેરથી એક-બે કે દસ-બાર શખ્સો નહીં બલ્કે "અનેક જમાઅતો" આવે. ઉપરોક્ત ઈબારતમા **"જમાઅત"** ના બદલે **"જમાઆત"** નો શબ્દ છે. જેનો અર્થ એ થયો કે એકાદ જમાઅત નહીં બલ્કે **"અનેક-જમાઅતો"** આવે અને આવનારા બધા લોકો ઐકી અવાઝે ખબર આપે કે તે શહેરના લોકોએ ચાંદ જોઈને રોઝો રાખેલ છે.

**"રદુલ મોહતાર"** કિતાબના હવાલાથી **હઝરત અલ્લામા ઈમામ મુસ્તફા બિન મુહમ્મદ રહમતી** (ઈન્તેકાલ :- સ.હિ. ૧૨૫૦) નું જે મંતવ્ય રજૂ કરવામાં આવ્યું છે, તેમાં **"જમાઅતો"**ના શબ્દોપ્રયોગ દ્વારા એવો સંકેત આપવામાં આવી રહ્યો છે કે, ખબરે-મુસ્તફીઝના યથાર્થ અને પુરવાર થવા માટે એકલ-દોકલ કે બે-ચાર વ્યક્તિઓ પૂરતાં નથી, બલ્કે મોટી સંખ્યામાં અનેક લોકોના સમુહની આવશ્યકતા છે.



# ચાંદની ગવાહીમાં "શહાદત" અને "ખબરે મુસ્તફીઝ" વચ્ચેનો તફાવત

ચાંદની ગવાહીના વિષયમાં **"શહાદત"** એટલે કે સાક્ષી આપવી અને **"ખબરે-મુસ્તફીઝ"** એટલે કે બહોળા પ્રમાણમાં વિસ્તરેલી ખબર વચ્ચેનો તફાવત સમજવો ઝરૂરી છે.

એમ જુઓ તો બન્ને વચ્ચે ઘણું જ સામ્ય અને મળતાપણું છે. કેમ કે બન્નેમાં મુખ્ય પ્રક્રિયા લગભગ સમાન છે. એટલે કે એક વિસ્તારમાં દેખાએલા ચાંદની માહિતી, બીજા સ્થળે પહોંચાડીને, તે બીજા સ્થળે પણ ચાંદ થઈ ગયો, એવું પુરવાર કરવું. પછી તે માહિતી **"શહાદત"** સ્વરૂપે હોય કે પછી **"ખબરે મુસ્તફીઝ"** સ્વરૂપે હોય.

બાહ્ય દ્રષ્ટિએ બન્ને વચ્ચે સમાનતાનો આભાસ થવા છતાં આકાશ અને ધરતી જેટલો તફાવત પણ છે. કેમ કે :-

◉ **શહાદત :-** એટલે કે ચાંદની ગવાહી આપવી અને તેમાં એક બાબત અનિવાર્ય છે. તે એ કે ગવાહી આપનાર શખ્સે ગવાહી આપતી વખતે કાઝી-એ-શરઅ અથવા હાકિમ અથવા શહેરના સર્વોચ્ચ આલિમ સમક્ષ રૂબરૂ આવવું પડે છે. સમગ્ર પ્રક્રિયામાં સાક્ષી (ગવાહ) ની પ્રત્યક્ષ હાજરી અનિવાર્ય છે. ગેરહાજર રહીને ગવાહી આપી જ નહીં શકાય. આ ગવાહી આપવી અને ગવાહને સાંભળીને

ગવાહી સ્વીકારવી...એ સમગ્ર મામલામાં હાકિમ અથવા કાઝી અથવા મુફતી ફકત એક જ બાબતની તકેદારી રાખશે કે ગવાહી આપનાર શખ્સ શરીઅતનો પાબંદ હોય, પ્રમાણિક હોય, જૂઠું બોલીને જૂઠી ગવાહી તો નથી આપી રહ્યો ને ? તેની ચકાસણી કરીને ખાત્રી કરી લે છે. ગવાહની જાહેરી સ્વરૂપે શરીઅતની પાબંદીથી સંતુષ્ટ થઈને તેની ગવાહીનો સ્વીકાર કરીને માન્ય રાખે છે.

◉ **ખબરે-મુસ્તફીઝ :-** એટલે કે બહોળા પ્રમાણમાં વિસ્તરેલી અને પ્રસિધ્ધી પામેલી ખબર. આ ખબર દ્વારા ચાંદની ગવાહી પુરવાર કરવાના મામલામાં ખબર આપનારને હાકિમ અથવા કાઝી અથવા મુફતી સમક્ષ રૂબરૂ આવવાની લેશમાત્ર ઝરૂરત નથી. બલ્કે ફલાણાં ગામના લોકોએ ચાંદ જોઈને રોઝા રાખવા શરૂ કર્યા છે, તે એક નક્કર હકીકત છે. અને ચાંદ જોઈને રોઝા રાખવાની બાબત ખૂદ ચાંદ જોનારા ગામના લોકોએ વર્ણન કરી છે. આ બાબતને એટલી પ્રસિધ્ધી આપવામાં આવે છે કે આ ખબર વ્યાપક પ્રમાણમાં વિસ્તરે છે. આ સમગ્ર પ્રક્રિયામાં ફકત એક જ બાબતનું ધ્યાન રાખવું પડે છે કે, ખબર સાચી હોય અને ખોટી અફવા ન હોય. કેમ કે ઘણી વખત ખોટી અફવા પણ વ્યાપક સ્વરૂપે પ્રસરે છે અને ફેલાય છે. આ રીતે ફેલાએલી અફવાને હરગિઝ **'ખબરે-મુસ્તફીઝ'** નહીં કહેવામાં આવે.

**▣ એક હવાલો વાંચકોની ખિદમતમાં રજૂ છે :-**



مجرّد بازاری افواہ کہ خبر اُڑ گئی اور قائل کا پتہ نہیں۔ پوچھے تو یہی جواب ملتا ہے کہ سنا ہے یا لوگ ایسا کہتے ہیں۔ یا بہت پتہ چلا تو کسی مجہول کا۔ انتہا درجہ منتہائے سند دو ایک شخصوں کی محض حکایت کہ انھوں نے کہا اور شدہ شدہ شائع ہو گئی۔ ایسی خبر ہرگز استفاضہ نہیں۔

(حوالہ: فتاوٰی رضویہ (مترجم) جلد ۱۰، ص ۴۱۵)

◉ ઉપરોકત ઉર્દુ ઈબારતનો ગુજરાતી અનુવાદ :-

"ફકત બજારૂ અફવા કે ખબર ફેલાઈ ગઈ અને કહેનારનો પતો જ નથી. કોણે કહ્યું એવું પુછતાં એવો જવાબ મળે છે કે **'સાંભળ્યું છે'** અથવા **'લોકો આવું કહે છે.'** અને બહુ તપાસના અંતે પતો લાગ્યો તો કોઈ ગુમનામ શખ્સનો. અંતિમ તબક્કાના પ્રમાણપત્ર રૂપે એક-બે શખ્સોએ કહાની ઘડીને ઉચ્ચારી દીધી અને ધીરેધીરે પ્રસરીને ફેલાઈ ગઈ. **આવી ખબર હરગિઝ ઈસ્તેફાદા નથી.**"

"ફતાવા-રઝવીયા" ની ઉપરોકત ઈબારતમાં સ્પષ્ટપણે ખુલાસાવાર જે કહેવામાં આવ્યું છે. તેનો ભાવાર્થ અને તાત્પર્ય એ છે કે ખોટી અફવાઓ કે જે વાયુવેગે ફેલાઈને ચર્ચાનો વિષય બને છે અને તે અફવા સંપુર્ણપણે બિનઃ આધારભૂત અને વાસ્તવિકતા વિહોણી હોય છે, બલ્કે અમુક ગપ્પીદાસોના ભેજાની ઉપજ સ્વરૂપે હોય છે, તેવી અસત્યતા ઉપર આધારિત અફવા ટાઢા પહોરના ગપગોળાથી વિશેષ નથી હોતી, તેવી અફવા પછી ભલે તેને ચૌમેર પ્રસિધ્ધી મળી જાય, તેવી અફવાની શરીઅતમાં કોઈ હૈસિયત નથી અને **તેવી અફવા કે ખબર હરગિઝ ઈસ્તેફાદા નથી અને આવી અફવાને "ખબરે મુસ્તફીઝ" હેઠળ આવરી લઈને, તેના આધારે ચાંદની ગવાહી માન્ય નહીં રાખવામાં આવે.**

# ખબરે મુસ્તફીઝની મનસ્વી વ્યાખ્યા અને અર્થઘટનની પોકળતાનો ઉન્માદ

**"ઈસ્તેફાદા"** અને **"ખબરે મુસ્તફીઝ"** ના અનુસંધાને છેલ્લા અમુક વર્ષોથી વિચિત્ર અને ભિન્ન પ્રકારના અર્થઘટનો કરવામાં આવી રહ્યા છે. બલ્કે મિલ્લતે ઈસ્લામિયાના મહાન ઈમામોએ "ખબરે મુસ્તફીઝ" અંગે જે મુખ્ય અને પાયાની શરત નિર્ધાર કરી છે, **તે પાયાની શરતના જ પાયા ખોદી નાખવાની પ્રવૃતિ આચરવામાં આવી છે.**

**"ખબરે મુસ્તફીઝ"** અંગેની મુખ્ય શરત કે જે મિલ્લતે ઈસ્લામિયાના મહાન ઈમામો અને મુજતહીદો (સંશોધકો) દ્વારા નિર્ણીત કરવામાં આવી છે, જે આ કિતાબના **પેઈજ નં. ૨૭** ઉપર ફિકહની અતિ આધારભૂત અને વિશ્વસનીય કિતાબ **"દુર્રે મુખ્તાર"** ની અસલ અરબી કિતાબના હવાલા દ્વારા રજૂ કરવામાં આવેલ છે, તેમાં મિલ્લતે ઈસ્લામિયા મહાન ઈમામ **હઝરત મુસ્તફા બિન મુહમ્બદ રહમતી** (ઈમામ-રહમતી) ના કથન દ્વારા સ્પષ્ટ નિર્દેશ કરવામાં આવેલ છે કે :-

> **"ખબરે મુસ્તફીઝનો અર્થ એ છે કે એક શહેરથી બીજા શહેરે અનેક જમાઅતો આવે, તે બધી જમાઅતોના લોકો બીજા શહેરના લોકોને માહિતી આપે કે પહેલા શહેરના લોકોએ ચાંદ જોઈને રોઝા રાખવા શુરૂ કર્યા છે."**

**"દુર્રે મુખ્તાર"** ની વર્ણનીય ઈબારતમાં **"અનેક જમાઅતો"** નો ઉલ્લેખ છે. જેનો અર્થ સારી પેઠે સમજવા માટે સૌપ્રથમ આપણે "જમાઅત" શબ્દનો શું અર્થ થાય છે ? તે શબ્દકોશ દ્વારા ચકાસીએ :-



**جماعت (જમાઅત) :-**

(૧) ગિરોહ, જથ્થા, ટોલી, હુજુમ, ભીડ.

(હવાલો :- **"ફિરોઝુલ્લુગાત", પેઈજ નં. ૪૭૦**)

(૨) Crowd, Gathering, Congregation

(હવાલો :- English-Urdu-English Combined Dictionary, by :- Dr. A. Haq-Page No. 825)

(૩) Crowd = લોકસમુદાય,માનવમેદની,ભીડ,ગિરદી,જૂથ,મોટો જથ્થો

(હવાલો: Gala's Advanced Dictionary (English-Gujrati) Page No. 258)

(૪) Congregation = "સમાહાર (સમુહ), મંડળ, ધર્મસમાજ, સભા, ધર્મમેદની"

(હવાલો :- "Google Translet", Apache Licence, Version 2.0, January-2004, www.apache.org/license/

શબ્દકોશ દ્વારા "જમાઅત" શબ્દના અર્થમાં મુખ્યત્વે ⊙ જથ્થો ⊙ ભીડ ⊙ ગિરદી ⊙ મોટો જથ્થો ⊙ માનવમેદની ⊙ લોકસમુદાય ⊙ જુથ ⊙ સમુહ ⊙ ધર્મમેદની વગેરે થાય છે. જેનો સ્પષ્ટ અર્થ એ થયો કે એક-બે અથવા પાંચ-દસ વ્યકિતઓની સંખ્યા ઉપર આધારિત વ્યકિતઓની મંડળી **"જમાઅત"** ની વ્યાખ્યામાં નહીં આવે. બલ્કે મોટી સંખ્યાના લોકો માટે જ **"જમાઅત"** નો શબ્દ યથાર્થ અને વાસ્તવિક ગણાશે.

## જેથી...

**ઈમામ રહમતી** રહેમતુલ્લાહે અલૈહે **"ખબરે મુસ્તફીઝ"** માટે **"અનેક જમાઅતના લોકો"**ની શર્ત ને અનિવાર્ય, આવશ્યક, ઝરૂરી અને અફર ગણાવી છે, તો તે શર્ત મુજબ બહોળી સંખ્યાના લોકોનું અન્ય સ્થળે ચાંદ જોઈને રોઝા રાખવાની ખબર આપવી ઝરૂરી છે. અલ્પ સંખ્યક વ્યકિતઓ દ્વારા આપવામાં આવતી ખબર માન્ય નહીં રહે.

## ઉપરાંત...

ખબર આપનારી બહોળી સંખ્યાની વ્યકિતઓનું રૂબરૂ આવીને ખબર આપવું પણ ઝરૂરી બલ્કે અનિવાર્ય છે.

અન્ય સ્થળના લોકોએ ચાંદ જોઈ રોઝા રાખવા શુરૂ કર્યા છે, તેવી ખબર આપનારા બહોળી સંખ્યાના લોકોનું રૂબરૂ આવીને ખબર આપવું, તેને જ **"ખબરે મુસ્તફીઝ"** ની વ્યાખ્યામાં આવરી લેવામાં આવશે. રૂબરૂ આવ્યા વગર દૂરના અંતરેથી દૂરવાણી માધ્યમ અથવા અન્ય આધુનિક ઈલેકટ્રોનિક માધ્યમ દ્વારા "ખબર" (Information) આપવા ને "ખબરે મુસ્તફીઝ" કહેવામાં નહીં આવે. કેમ કે "રૂબરૂ" એટલે કે પ્રત્યક્ષ ઉપસ્થિતિની ખબર, કથન કે કોઈ ઘટનાના વર્ણનમાં વર્ણનકર્તા ની હાજરીની એટલી બધી આવશ્યકતા અને મહત્વતા છે કે રૂબરૂ ન હોવાની સ્થિતિમાં હદીષ શરીફની ચોકકસતા (Accuracy)માં પણ બિનઃ આધારભૂતતાની ક્ષતિની સંભાવનાના કારણે તેની વિશ્વસનીયતાની કક્ષા અને ગુણવતા ઓછી થઈ જશે. મુહદ્દિષીને કિરામ દ્વારા નક્કી કરવામાં આવેલા **"ઉસૂલે હદીષ"** ના નિયમોના સંકેત (Hint) મુજબ વર્ણનકર્તા (રાવી) ની રૂબરૂમાં ઉપસ્થિતી ન હોવાની પરિસ્થિતીમાં "હદીષે મુત્તસિલ" પણ



વિશ્વસનીયતાની ઉણપના દોષના કારણે "હદીષે મુન્કતેઅ" ની કક્ષામાં આવી જશે. એટલે કે **"હદીષે મુત્તસિલ"** ના મુકાબલામાં **"હદીષે મુન્કતેઅ"** ની આધારભૂતતા મહોદ્દિષીને કિરામ ઓછી આંકે છે.

### ▣ એક આધારભૂત હવાલો અત્રે રજૂ છે :-

"وَمِنْهُمْ مَنْ شَرطَ الْلِقَاءَ وحدهٗ، وَهُوَ قَوْلُ الْبُخَارِيِ وَ اِبْنُ الْمَدِيْنِي وَ الْمُحِقِقِيْنَ"

حوالہ: اَلتَّقْرِيْبُ وَ التيسير لِمَعْرِفَتِ سُنَنِ اَلْبَشِيْرِ النَّذِيْرِ فِيْ اُصُوْلِ اَلْحَدِيْثِ۔ مئولف:۔
ابوزکریا محی الدین یحیٰی بن شرف النووی المتوفی ٦٧٦ھ مطبوعہ: دارالکتاب العربی بیروت، لبنان، سن طباعت ١٤٠٥ھ بار اول۔ صفحہ نمبر ٣٧

### ▣ ઉપરોક્ત અરબી ઈબારતનો ગુજરાતી અનુવાદ :-

"હદીષે મુત્તસિલની શરતો પૈકીની એક શર્ત રાવી (વર્ણનકર્તા) નું રૂબરૂમાં વર્ણન કરવું. આ શર્ત ઈમામ બુખારી, ઈમામ ઈબ્ને મદીની તથા અન્ય મુહક્કેકીન (ખરાઈ કરનારા) એ નક્કી કરી છે."

# રૂબરૂ ન હોવાના કારણે ખબરે મુસ્તફીઝનું સૂરસૂરિયું

ફકત ચાર, આઠ કે બાર મોબાઈલ ફોન દ્વારા અન્ય રાજ્ય અને પ્રાંતથી આવતા સમાચારને "ખબરે મુસ્તફીઝ" ની વ્યાખ્યામાં આવરી લઈને, તેવા જૂદા-જૂદા રાજ્યોમાંથી આવતા ટેલીફોનોને આધાર ગણીને "ચાંદની ગવાહી" માટે પૂરતા કારણો અને પુરાવા તરીકે માન્ય રાખનારા મિત્રબંધુઓ "ખબરે મુસ્તફીઝ" ની યોગ્યતા માટેની બે (૨) મહત્વપૂર્ણ બાબતો વિસરી જઈને, અથવા ઈલ્મી દરિદ્રતા અથવા મિથ્યા જીદના કારણે "રૂયતે-હિલાલ" નો આદેશ આપીને, મિલ્લતે ઈસ્લામીયાની સેવા બજાવી રહ્યા છે કે નુકસાન પહોંચાડી રહ્યા છે ? તેનો નિર્ણય વાંચક મિત્રો જ કરશે, તેવી અપેક્ષા સાથે નિમ્નલિખિત મહત્વના મુદાઓ સેવામાં પ્રસ્તુત છે :-

(૧) **"ખબરે મુસ્તફીઝ"** માટે **"દુર્રે-મુખ્તાર"** કિતાબમાં ઈમામ રહમતી દ્વારા વર્ણન કરેલી મુખ્ય શરત કે **"અનેક જમાઅતોના લોકો આવીને ખબર આપે"** ની સદંતર અવગણના (Disobedience) કરીને દૂરના અંતરેથી આવેલા તથા ટેલીફોનને વધુ મહત્વ આપીને...

(૨) હઝરત ઈમામ બુખારી તથા અન્ય મુહદિષો દ્વારા નક્કી કરેલો નિયમ એટલે કે **"રૂબરૂ ન હોવાની પરિસ્થિતી"** માં



હદીષ શરીફની ગુણવતા ઘટી જાય છે. આ નિયમને વિસરી જઈને ગેરહાજર અને દૂરના અંતરે સ્થાયી લોકોના બે-ચાર ટેલીફોનની આધારભૂતતા અને વિશ્વસનીયતાનો ઊંચો આંક આંકલન કરીને...

**▣ આવા ટેલીફોનિક મેસેજને "ખબરે મુસ્તફીઝ" ગણીને, ચાંદ દેખાયાની ગવાહી તરીકે માન્ય રાખીને ચાંદ થઈ ગયાની જાહેરાત અને ઐલાન કરનારા મિત્રબંધુઓની સેવામાં નમ્ર વિનંતી સાથે પૃચ્છાસ્વરની વ્યથા વ્યકત છે કે :-**

⦿ **"ખબરે મુસ્તફીઝ"** ને યથાર્થ ઠહેરાવવા માટે ચાર (૪) અથવા આઠ (૮) અથવા બાર (૧૨) ટેલીફોન કે મોબાઈલ દ્વારા ખબર આવવી પૂરતી (Sufficent) છે. તેવો નિયમ આપ જનાબે કયા આધારે ઘડી કાઢયો છે ? હદીષ કે ફિકહની આધારભૂત અને વિશ્વસનીય કિતાબનો કોઈ હવાલો આપ રજૂ કરી શકો છો ?

⦿ જો ફિકહ (ઈસ્લામિક કાનૂન) ની કોઈ આધારભૂત કિતાબમાં એવું સ્પષ્ટ વર્ણન હોય, અથવા એવી કોઈ હદીષ હોય, કે રૂબરૂ આવવાના બદલે ગેરહાઝિર શખ્સ દ્વારા ફેલાવવામાં આવેલી ખબરને માન્ય રાખીને તેના આધારે 'રૂયતે-હિલાલ' એટલે કે ચાંદ દેખાઈ ગયાનો આદેશ આપી શકાય ?

⦿ ચૌદસો (૧૪૦૦) વર્ષોથી પ્રચલિત ફિકહે ઈસ્લામીની કોઈપણ એક કિતાબમાં શું એવું વર્ણન કે ઉલ્લેખ છે કે **"ખબરે-મુસ્તફીઝ"** ફકત ૧૦ (દસ) થી ૧૨ (બાર) જેટલા એવા લોકો કે જે હાઝિર નથી પણ દૂર-દેશાવરમાં વસવાટ કરે છે, તેવા

ગેરહાઝિર અને અલ્પ સંખ્યક ખબર આપનારાઓની ખબર પ્રદાનથી પુરવાર થઈ જશે ?

⊙ જો તેવું વર્ણન છે, તો તે કિતાબોની અસલ અરબી ઈબારતો, કિતાબોના નામ, ભાગ, પ્રકરણ અને પેઈજ નંબર આપ જણાવી શકો છો ?

⊙ જો ઉપરોકત પ્રશ્નોના ઉતરો આપવા આપ સાહેબ સમર્થ નથી તો ફકત એક વાત જ જણાવી દો કે "મુસ્તફીઝ ખબર" ની યોગ્યતા માટે દૂરના અંતરે વસતા નજીવી બલ્કે અલ્પ સંખ્યક વ્યકિતઓના ફોન પૂરતા હોવાનો નિયમનો કોઈ આધાર કે પુરાવો આપની પાસે નથી, **તો આ નિયમ શું આપના દિમાગ શરીફની ઉપજ છે ?**

**⊙ કયા અધિકારની રૂએ આપે આ નિયમ ઘડયો છે ? અને આવો અધિકાર આપને કોણે આપેલ છે ?**

## ખબરે મુસ્તફીઝ... એક નઝરમાં...

| મિલ્લતે ઈસ્લામના મહાન ઈમામો દ્વારા સૈકાઓથી પ્રચલિત નિયમો | વર્તમાન યુગમાં ઘડી કાઢવામાં આવેલ નિયમો |
|---|---|
| (૧) અનેક જમાઅતો એટલે કે મોટી સંખ્યાના લોકો એવી ખબર આપે કે ફલાણા સ્થળે અમોએ લોકોને એવું કહેતા સાંભળ્યા છે કે અમોએ ચાંદ જોઈને રોઝા રાખવા શુરૂ કર્યા છે. | (૧) ચાર, આઠ કે બાર વ્યકિતઓ ફોન કરે કે અમારે ત્યાં અથવા ફલાણા સ્થળે ચાંદ થઈ ગયો છે. આ ખબર ફોન કરીને આપવામાં આવે. |
| (૨) ઉપરોકત ખબર આપનારાઓ રૂબરૂ આવીને ખબર આપે. | (૨) ખબર આપનારાઓ રૂબરૂ આવે નહીં બલ્કે દૂર દૂરના સ્થળેથી ફોન કરીને ખબર આપે. |





એક તરફ મિલ્લતે ઈસ્લામિયાના મહાન મુજતહિદો, પ્રખર ઈમામો દ્વારા નક્કી કરેલા નિયમો છે કે જેને હઝાર વર્ષથી પણ વધુ સમયથી દરેક સદીના ઈમામો, મુફતીઓ, આલિમો, પીરો, સૂફીઓ, મુજતહીદો, મુજદ્દિદો અને સમગ્ર મુસ્લિમ સમુદાયે અનુમોદિત, સ્વીકૃત અને માન્ય રાખેલ છે, તેવા અફર અને અટલ નિયમો છે. અને બીજી તરફ વિરોધ સ્વરૂપે વર્તમાન યુગના ઘડી કાઢેલા નિયમો છે. તે નિયમો આધાર અને પુરાવાની વિશ્વસનીયતાના ક્ષેત્રે અતિ નબળા, કંગાળ અને દુર્બળ (Feeble) છે. જેનો સાચો અંદાઝો હવે પછીના લખાણથી આવશે.

## ખબરે મુસ્તફીઝના મનસ્વી નિયમના પાયા જ હચમચેલા છે

**"ખબરે મુસ્તફીઝ"** ના વિષયના અનુસંધાને વર્તમાન યુગમાં ઘણી જ ગેરસમજ ફેલાઈ છે. અમુક મહાનૂભાવો ટેલીફોન દ્વારા મળેલી માહિતી અને ખબરને પાયાનો આધાર ગણીને તેવા દૂરના અંતરેથી આવેલા ટેલીફોનો (મોબાઈલ-લેન્ડલાઈન) ને આધાર અને પુરાવો ગણીને ચાંદ થઈ ગયાની જાહેરાત કરવામાં કશી જ હિચકચાટ નથી અનુભવતા.

બસ...એક નિયમ ઘડી કાઢયો કે ફલાણાં શહેરથી ચાર ફોન આવ્યા, ફલાણા શહેરથી આઠ અથવા બાર ફોન આવ્યા કે ત્યાં ચાંદ

થઈ ગયો. આવા આવેલા ટેલીફોનોને મુખ્ય આધાર ગણીને પોતાના વિસ્તારમાં પણ ચાંદ થઈ ગયા અંગેની બેધડક જાહેરાત કરી નાખવામાં આવે છે. આવી જાહેરાત કરનારાઓને જ્યારે પુછવામાં આવે છે કે જનાબ ! આપે કયા આધારે ૨૯, મો ચાંદ થઈ ગયો છે અને આવતીકાલે ઈદ છે, તેવી જાહેરાત અને એૈલાન કરી નાખ્યું ? તો એવો ઉડાઉ જવાબ સાંભળવા મળે છે કે યુ.પી., ઝારખંડ, મહારાષ્ટ્ર અને અન્ય રાજ્યોથી ફોન આવી ગયા છે કે ત્યાં ચાંદ થઈ ગયો છે. જેથી અમોએ તે ટેલીફોનોના આધારે જાહેરાત કરી દીધી છે.

ટૂંકમાં... દૂરના અંતરેથી આવેલા ટેલીફોનોને મુખ્ય આધાર ગણીને તેવા ફોનોને ''ખબરે મુસ્તફીઝ'' ની વ્યાખ્યામાં આવરી લઈને, ખબરે મુસ્તફીઝના ઓઠા હેઠળ હળાહળ જૂઠી, બે-બુનિયાદ અને પાયા વિહોણી ચાંદ થઈ ગયાની જાહેરાત કરી દેવામાં આવે છે.

**''ખબરે મુસ્તફીઝ''** ના નામે ચાંદ થઈ ગયાની જાહેરાત કરનારાઓ પાસે ફકત એક જ મુદો છે અને તે મુદાને તેઓ **''પાયાનો મુદો''** સમજીને કાલ્પનિક સંતોષનો ગર્વ અનુભવી રહ્યા છે. તેઓનો પાયાનો મુદો એટલે દૂરના અંતરેથી આવેલા ટેલીફોનો પણ રમૂજમય આશ્ચર્ય ઉપજાવે તેવી બાબત એ છે કે જેને તેઓ **''પાયા''** નો મુદો ગણીને તેના ઉપર **''ખબરે મુસ્તફીઝ''** ની પુરવારિતતાની ઈમારત ચણી રહ્યા છે, **તે પાયાના મુદાના પાયા જ એટલા બધા ખોખલા અને ક્ષીણ છે** કે ઈલ્મે ફિકહની કિતાબની દલીલના એક સામાન્ય ઝટકાથી તે ઈમારત પત્તાના મહેલની જેમ જમીનદોસ્ત થઈ જશે.

**કેમ કે...**



# ટેલીફોન દ્વારા પ્રાપ્ત ખબરથી રૂયતે હિલાલ પુરવાર નહીં થાય

મિલ્લતે ઈસ્લામીયાના મહાન ઈમામો અને મુજતહિદો (સંશોધકો) ના સ્પષ્ટ અભિપ્રાયો દ્વારા એ વાત પુરવાર થએલી છે કે ટેલીફોન (મોબાઈલ-લેન્ડલાઈન) દ્વારા આવેલી ખબરથી રૂયતે-હિલાલ એટલે કે ચાંદનું થઈ જવું કે દેખાઈ જવું પુરવાર નહીં થાય. ઉપરાંત, નજીકના ભૂતકાળ એટલે કે ત્રીસ (૩૦) થી ચાલીસ (૪૦) વર્ષના સમય પહેલા થઈ ગયેલા એહલે સુન્નત વ જમાઅતના વિદ્વાન, પ્રખર અને મહાન આલિમોના ફતાવા-સંગ્રહોમાં ચોખ્ખા શબ્દોમાં એવા ફત્વાઓ નિર્દેશિષ્ટ છે કે ટેલીફોન દ્વારા આવેલી ખબર કે ગવાહીને શરીઅતમાં માન્ય રાખવામાં નથી આવી અને તેવી ગવાહી કે ખબરને આધાર ગણીને ''ચંદ્રદર્શન'' (રૂયતે હિલાલ) નો હુકમ આપવામાં નહીં આવે.

વાંચક મિત્રોને વિસ્તૃત માહિતી પ્રદાન કરવાના આશયથી અમૂક ફત્વાઓ અસલ ઈબારત અને હવાલા સાથે અત્રે રજૂ કરવામાં આવે છે.

"یوہی ٹیلیفون کہ اس میں شاہد و مشہود نہیں ہوتا۔ صرف آواز سنائی دیتی ہے۔
اور علماء تصریح فرماتے ہیں کہ آڑ سے جو آواز مسموع ہو، اُس پر احکام شرعیہ
کی بناء نہیں ہوسکتی کہ آواز آواز سے مشابہ ہوتی ہے"

حوالہ: فتاویٰ رضویہ شریف، از: امام احمد رضا محقق بریلوی۔ المتوفی ۱۳۴۰ھ
(مترجم) مطبوعہ: مرکز اہلسنت برکات رضا۔ پوربندر (گجرات) جلد نمبر ۱۰، صفحہ نمبر ۳۶۷

▣ ઉપરોકત ઉર્દુ ઈબારતનો ગુજરાતી અનુવાદ અને હવાલો :-

"તેવી જ રીતે ટેલીફોન કે તેમાં દર્શક (જોનારો) અને દર્શનીય (દેખાતો) નથી હોતા. ફકત આવાઝ (સ્વર) સાંભળવામાં આવે છે. અને આલિમો સ્પષ્ટિકરણ કરતાં ફરમાવે છે કે આડ (અવરોધ) વચ્ચે હોય અને જે આવાઝ સંભળાય, તેના આધારે શરીઅતના હુકમનો પાયો (આધાર) નથી રાખી શકાતો. કેમ કે આવાઝ ને મળતી આવતી અને સમાન આવાઝની સંભાવના છે."

હવાલો :- **"ફતાવા રઝવીયા"** (અનુવાદિત) અઝ :- આલાહઝરત, ઈમામ અહમદ રઝા, પ્રકાશક :- મરકઝે અહલે સુન્નત બરકાતે રઝા, પોરબંદર, **ભાગ-૧૦, પેઈજ-૩૬૭**

◉ આલા હઝરત, ઈમામ અહમદ રઝાનો અન્ય એક ફત્વો રજૂ છે :

"ٹیلی فون دینے والا اگر سننے والے کے پیش نظر نہ ہو، تو امور شرعیہ میں اس کا کچھ اعتبار نہیں۔ اگرچہ آواز پہچانی جائے کہ آواز مشابہ آواز ہوتی ہے۔ اگر وہ کوئی شہادت دے معتبر نہ ہوگی اور اگر کسی بات کا اقرار کرے سننے والے کو اس پر گواہی دینے کی اجازت نہیں۔"

حوالہ: فتاویٰ رضویہ شریف، از: امام احمد رضا محقق بریلوی۔ المتوفی ۱۳۴۰ھ
(مترجم) مطبوعہ: مرکز اہلسنت برکات رضا۔ پوربندر (گجرات) جلد نمبر ۱۰، صفحہ نمبر ۳۶۹



▣ ઉપરોકત ઉર્દુ ઈબારતનો ગુજરાતી અનુવાદ અને હવાલો :-

"ટેલીફોન કરનારો જો સાંભળનારા ની નઝર સમક્ષ ન હોય, તો શરીઅતના નિયમોનુસાર તેનો કોઈ જ ભરોસો નથી. પછી ભલે ટેલીફોન કરનારનો સ્વર (અવાજ) ઓળખી લેવામાં આવે. કેમ કે આવાઝ એકસરખી પણ હોઈ શકે છે. ટેલીફોન કરનારો કોઈ શહાદત (ગવાહી) આપે, તો ભરોસા લાયક નહીં ગણાય અને જો તે (ટેલીફોન કરનારો) કોઈ વાતનો એકરાર કરે, તો સાંભળનારા ને તેના આધારે ગવાહી આપવાની પરવાનગી નથી."

હવાલો :- **"ફતાવા રઝવીયા"** (અનુવાદિત), અઝ :- આલાહઝરત, ઈમામ અહમદ રઝા, પ્રકાશક :- મરકઝે અહલે સુન્નત બરકાતે રઝા, પોરબંદર, **ભાગ-૧૦, પેઈજ-૩૬૯**

વાંચકોના સંતોષ અને વિશ્વાસ સંપાદનના આશયથી અહીં "ફતાવા રઝવીયા શરીફ" ના ફકત બે (૨) હવાલા જ રજૂ કર્યા છે. ઉપરાંત એક મહત્વની બાબતનો ખુલાસો પણ અનિવાર્ય છે કે આલા હઝરત, ઈમામ અહમદ રઝા, મુહક્કિક બરેલ્વી **"મુજદીદે આઝમ"**ના ઉચ્ચ હોદા અને મરતબાની કક્ષાના મહાન આલિમ હતા, તેમ છતાં **આપે દરેક મસ્અલો ભૂતકાળમાં થઈ ગયેલા મહાન ઈમામોની આધારભૂત અને સર્વમાન્ય કિતાબોના હવાલા દ્વારા જ વર્ણન કરેલ છે.** વર્ણનીય ઉપરોકત બન્ને ફત્વા આપે ફિકહની આધારભૂત અને વિશ્વસનીય કિતાબો જેવી કે **"તબય્યેનુલ-હકાઈક"** અને **"ફતાવા આલમગીરી"** ની અસલ અરબી ઈબારતો ટાંકીને જ આપેલ છે. જે અત્રે રજૂ છે :-

# ઓરિજનલ અરબી ઈબારત

” وَلَوْسَمِعَ مِنْ وَّرَاءِ الْحِجَابِ لَا يُسَعُهُ اَنْ يَشْهَدَ لِاَحْتَمَالِ اَنْ يَّكُوْنَ غَيْرَهُ۔ اِذَا النَّغُمَةَ تَشْبَهُ النَّغُمَةَ۔ “

حوالہ: فتاویٰ ہندیہ (عربی) الباب الثانی فی بیانی تحمل الشہادۃ۔ مطبوعہ: نورانی کتب خانہ، پیشاور (پاکستان) جلد۔۳، ص۴۵۲

▣ ઉપરોક્ત અરબી ઈબારતનો ઉર્દુ અનુવાદ :-

” اگر کسی نے پردے کے پیچھے سے سنا، تو سُننے والا گواہی نہیں دے سکتا، ممکن ہے کوئی اور شخص ہو، کیونکہ آواز آواز سے مشابہ ہو سکتی ہے۔ “

▣ ઉપરોક્ત અરબી-ઉર્દુ ઈબારતોનો ગુજરાતી અનુવાદ અને હવાલો :-

“જો કોઈ શખ્સે પડદા (Curtain)ની પાછળથી સાંભળ્યુ, તો સાંભળનારો તેવી સાંભળેલી વાતના આધારે ગવાહી નથી આપી શકતો, સંભવ છે કે કહેનારો અન્ય કોઈ હોય. કેમ કે આવાઝ અન્ય આવાઝને મળતી (અનુરૂપ) હોય છે.”

<u>હવાલો :-</u> **“ફતાવા હિન્દીયા”** (આલમગીરી) અરબી, પ્રકાશક :- નૂરાની કુતુબખાના-પૈશાવર (પાકિસ્તાન) **ભાગ-૩, પ્રકરણ નં. ૨, પેઈજ નં. ૪૫૨**



**“ફતાવા આલમગીરી”** ની વર્ણનીય ઉપરોક્ત ઈબારતને ધ્યાનપૂર્વક વાંચો. આ ઈબારતમાં એવું જણાવવામાં આવ્યું છે કે **“પડદાની આડશ”** હોય એટલે કે કહેનારા અને સાંભળનારાની વચ્ચે ફકત પડદો હોય, અને કોઈ વાત કહેવામાં આવે, તો તે રીતે સાંભળેલી વાતના આધારે સાંભળનારો ગવાહી નહીં આપી શકે. પછી સાંભળનારો ભલે કહેનારનો અવાજને ઓળખી કાઢે કે આ ફલાણા શખ્સનો અવાજ છે. તો પણ તે રીતે એટલે કે પડદા પાછળથી સાંભળેલી વાતને શરીઅતના નિયમ અનૂસાર આધાર કે પુરાવો ગણવામાં નહીં આવે.

જેનો અર્થ એ થયો કે જો એક રૂમમાં બે-પાંચ ફૂટના અંતરેથી કોઈ શખ્સ કોઈ વાત કહે અને આટલા નઝદીકના અંતરેથી કોઈ સાંભળે. સાંભળનારો કહેનારાની આવાઝને પણ ઓળખી કાઢે, શું કહી રહ્યો છે, તે સ્પષ્ટપણે સાંભળે અને સમઝે પણ, તેમ છતાં ફકત એક જ કારણ એટલે કે વકતા અને શ્રોતા (કહેનાર અને સાંભળનાર) ની વચ્ચે પડદાની આડશ હોવાના કારણે વાતચીત Face To Face એટલે કે દેખતાં કે સન્મુખ ન થઈ હોવાના કારણે, આ રીતે અને પ્રમાણે સાંભળેલી વાતને પુરાવો કે આધાર ગણીને ગવાહી આપી નહીં શકાય.

## <u>તો જરા વિચારો..</u>

**એક જ રૂમમાં એકદમ નઝદીક (સમીપ) અને કહેનારની ઓરિજનલ આવાઝ સાંભળવા છતાં ફક્ત વચ્ચે પડદો કે અન્ય કોઈ આડશ હોવાના કારણે તેવી સાંભળેલી વાત ગવાહી આપવા માટે શરીઅતમાં અમાન્ય છે, તો હઝારો માઈલના લાંબા અને દૂરના અંતરેથી ટેલીફોનના માધ્યમ દ્વારા સાંભળેલી વાત અને ખબરને આધાર અને પુરાવો ગણીને ગવાહી કેમ આપી શકાય ?**

શહાદત એટલે કે ગવાહી કે ખબરની પુરાવા તરીકેની શરીઅતમાં જે આધારભૂતતા નક્કી કરવામાં આવી છે, તે વાતને પ્રત્યક્ષ એટલે કે કોઈપણ જાતની આડશ, અડચણ, અવરોધ કે પડદા વગર સાંભળવી છે. ફિકહની આધારભૂત કિતાબો જેવી કે **તબ્યેનુલ હકાઈક, ફતાવા આલમગીરી, ફતાવા રઝવીયા** વગેરેમાં સ્પષ્ટપણે નિર્દેશન કરી દેવામાં આવ્યું છે કે, ગવાહી અને ખબરની આપ-લેમાં જો વચ્ચે કોઈપણ પ્રકારની આડશ આવી જશે, તો તેવી વાતના આધારે આપવામાં આવેલી ગવાહી શરીઅતમાં માન્ય નથી. તો ટેલીફોન દ્વારા કરવામા આવેલી વાતચીતથી આપવામાં આવેલી ખબરને **''ખબરે મુસ્તફીઝ''** ની કક્ષામાં ગણવી વધુ પડતા આત્મવિશ્વાસ કે સ્વયંની ઈલ્મી મહાનતાના અહંકારના રણકારનો પડઘો પાડી રહ્યો હોય, તેવું જણાય છે.

## ''આલા હઝરત પછીના અને નજીકના ભૂતકાળના મહાન ઓલોમા-એ-એહલે સુન્નત ના મંતવ્યો''

આલા હઝરત, ઈમામે અહલે સુન્નત, મુજદિદે દીનો-મિલ્લત, શૈખુલ ઈસ્લામ વલ મુસ્લેમીન, **ઈમામ અહમદ રઝા મુહક્કિક બરેલ્વી** રદીઅલ્લાહો અન્હોની ઈલ્મી મહાનતા અને વિશેષત ઈલ્મે ફિકહમાં આપની પ્રખર નિર્પુણતાનો વિરોધીઓએ પણ સ્વીકાર કર્યો છે. વર્તમાન યુગના સુન્ની આલિમો માટે આપનો ફતાવા સંગ્રહ **"ફતાવા રઝવીયા શરીફ"** ઈલ્મી બાબતો અને દીની મસાઈલના ઉકેલ માટે સ્પષ્ટ હુકમ (Explicate Command)ની હૈસિયત ધરાવે છે. વિવાદાસ્પદ મસાઈલ (Precepts)ના ઉકેલ માટે દરેક સુન્ની



આલિમ **"ફતાવા રઝવીયા"** તરફ જ મીટ માંડે છે અને નિઃશંક તેને યોગ્ય ઉકેલ મળી જાય છે. જેથી જ ફતાવા રઝવીયામાં નિર્ણીત ફૈસલાને સર્વમાન્ય સ્વરૂપે અંતિમ નિવેડા તરીકે સમગ્ર સુન્ની સમુદાયની જનતા અને આલિમો સ્વીકારે છે. બલ્કે ત્યાં સુધી કહેવામાં પણ કોઈ અતિશયોકિત નથી કે કોઈ મસ્અલામાં જ્યાં સુધી આલા હઝરતની કોઈપણ કિતાબનો હવાલો સમર્થન સ્વરૂપે પ્રસ્તુત કરવામાં નથી આવતો, ત્યાં સુધી સુન્ની મુસ્લિમ સંપ્રદાયના લોકો તે મસ્અલાના નિર્ણયને વિશ્વાસની કક્ષામાં ભરોસાપાત્ર માનવામાં સંકોચ અનુભવે છે.

**જેથી જ...**

સુન્ની આલિમોમાં એક શિરસ્તો પ્રચલિત થઈ ગયો છે કે, પોતાના કથનની યોગ્યતા અને સત્યતાના સમર્થન માટે આલા હઝરતની કિતાબનો હવાલો અનિવાર્ય સ્વરૂપે રજૂ કરે છે. જો તે આલિમના કથન કે લખાણનું સ્પષ્ટ સમર્થન કે અનુમોદન આલા હઝરતની કિતાબમાં પ્રાપ્ત નથી થતું, તો તે આલા હઝરતની કિતાબની ઈબારત (ફકરા) કે વાકયની તાવીલ (અર્થઘટન) કરીને પોતાના તરફેણનો ભાવાર્થ ઘડી કાઢે છે અને બીજા શબ્દોમાં કહીએ તો આલા હઝરતના નામે ચરી ખાય છે. ભોળાભાળા અને અજ્ઞાન લોકો આલા હઝરતની અકીદતમાં ગળાડુબ હોવાના કારણે આલા હઝરતનું નામ આવતાં તેની વાત વિના સંકોચે સ્વીકારી લે છે. ભોળા અને અજ્ઞાન સુન્નીઓને શું ખબર કે આપણી સાથે આલા હઝરતના નામે છેતરપિંડી કરવામાં આવી રહી છે અને આલા હઝરતનું નામ વટાવી ખાવામાં આવી રહ્યું છે.

પ્રિય વાંચક મિત્રોથી સવિનય વિનંતી કે ટેલીગ્રામ, ટેલીફોન, રેડીયો, ટી.વી., એસ.એમ.એસ. કે તેના જેવા અન્ય મોર્ડન ઈલેકટ્રોનિકસ ઉપકરણોના માધ્યમથી પ્રાપ્ત થતી માહિતી અને સમાચારને

"ખબરે મુસ્તફીઝ" અથવા "ઈસ્તેફાદા" ની વ્યાખ્યામાં આવરી લઈને તેના આધારે "રૂયતે-હિલાલ" એટલે કે "ચાંદ દેખાઈ ગયો" ની જાહેરાત અને હુકમ કરનારાઓ એહલે સુન્નત વ જમાઅતના મહાન અને પ્રખર વિદ્વાન આલિમોના સચોટ ફત્વાઓનું ખુલ્લેઆમ ઉલ્લંઘન કરીને સુન્નીઓ વચ્ચે મતભેદ અને વિરોધાભાસનું વાતાવરણ સર્જી રહ્યા છે. તેનો અંદાઝો નીચે દર્શાવેલ મહાન સુન્ની આલિમોના ફત્વાઓના વાંચનથી આવી જશે.

**૧** ખલીફ-એ-આલા હઝરત, સદરૂશ્શરીઅહ કાઝી-એ-હિન્દુસ્તાન, ફકીહે આઝમ, હઝરત

## અલ્લામા મુફ્તી અમજદઅલી સાહેબ (મુસન્નિફ-બહારે-શરીઅત)

આપની ઈલ્મી મહાનતાનો ખૂદ આલા હઝરત ઈમામ અહમદરઝા રદીઅલ્લાહો અન્હોએ સ્વીકાર કર્યો છે. આલા-હઝરતે આપને સમગ્ર ભારતના "કાઝીયુલ-કુઝાત" એટલે કે ઈસ્લામી અદાલતના ચીફ જજ મુકર્રર ફરમાવીને આ શબ્દો ઈર્શાદ ફરમાવ્યા કે **"ઈન કો કાઝી મુકર્રર કરતા હું, કે ઈન કે ફેસલે કી વહી હૈષિયત હોગી, જો એક કાઝી-એ-ઈસ્લામ કી હોતી હૈ."**

આપે "બહારે શરીઅત" નામની ઉર્દુ ભાષામાં સતર (૧૭) ભાગોમાં ફેલાએલી ઈલ્મે ફિકહની વિસ્તૃત જાણકારી આપનારી કિતાબ ઈલ્મેદીનના અમુલ્ય ખઝાના સ્વરૂપે મિલ્લતે ઈસ્લામીયાને અર્પણ કરી છે. ભારત અને પાકિસ્તાનના સેંકડો દારૂલ ઉલૂમોમાં આપના શાગિર્દો હઝારોની સંખ્યામાં ફેલાએલા છે.



### ▣ આપનો એક ફત્વો અત્રે રજૂ છે :-

"ہلال کی رویت پر مدار ہے۔ انھون نے دیکھا ہو یا دوسروں نے ۔مگر دوسری جگہ کی رویت یہاں والوں کے لئے اس وقت معتبر ہوگی جب ثبوت شرعی کے ساتھ ثابت ہو۔ اور ٹیلی فون اور ریڈیوں کی خبریں اس باب میں نا قابل اعتبار ہیں کہ ان سے کسی چیز کا ثبوت شرعی نہیں ہوتا۔ ایسی خبروں سے نہ روزہ رکھا جائیگا، نہ عید کی جائیگی۔"

حوالہ: فتاویٰ امجدیہ، ناشر: دائرۃ المعارف الامجدیہ، گھوسی، ضلع: مئو۔ (یو۔پی) جلد۔۱، ص۔۳۹۴

▣ ઉપરોકત ઉર્દુ ઈબારતનો ગુજરાતી અનુવાદ અને હવાલો :-

"સમગ્ર આધાર ચાંદ જોવા ઉપર છે. તેઓએ જોયો હોય, અથવા અન્યોએ. પણ અન્ય સ્થળે જોવામાં આવેલો ચાંદ અહીં વાળાઓ માટે ત્યારે જ માન્ય ગણવામાં આવશે કે જ્યારે તે શરઈ-સુબૂત દ્વારા પુરવાર થાય. અને ટેલીફોન તથા રેડીયોની ખબરો આ સંદર્ભમાં ભરોસાપાત્ર નથી. કેમ કે તેના દ્વારા કોઈપણ બાબતની શરઈ સાબિતી પુરવાર નથી થતી. આવી ખબરોના આધારે ન રોઝા રાખવામાં આવશે કે ન ઈદ મનાવવામાં આવશે."

હવાલો :- **"ફતાવા અમજદિયા"**, પ્રકાશક :- દાઈરતુલ મઆરીફુલ-અમજદિયા-ઘૌસી, જિલ્લો : મઉ (યુ.પી.), **જિલ્દ નં. ૧, પેઈજ નં. ૩૯૪**

"ફતાવા અમજદિયા" ની ઉપરોકત ઈબારતમાં સ્પષ્ટ શબ્દોમાં કહી દેવામાં આવ્યું છે કે ટેલીફોન કે રેડીયો દ્વારા પ્રાપ્ત થતી ખબર અને માહિતીના આધારે રોઝા કે ઈદનો હુકમ હરગિઝ આપવામાં નહીં આવે.

**૨** ખલીફ-એ-આલા હઝરત, મલેકુલ-ઓલોમા

## હઝરત અલ્લામા શાહ ઝફરૂદીનસાહેબ બિહારી

મલેકુલ ઓલોમા હઝરત અલ્લામા ઝફરૂદીન બિહારી, કાદરીની ઈલ્મી નિપુણતાનો સમગ્ર ઓલામા-એ-એહલે-સુન્નત એકમતે સ્વીકાર કરે છે. આલા હઝરત, ઈમામે અહલે સુન્નત, મુજદ્દિદે-દીનો મિલ્લત ઈમામ અહમદ રઝા મુહક્કિક બરેલ્વી આપના વિષે ફરમાવે છે કે :-

"મુકર્રમી મૌલાના મોલ્વી મુહમ્મદ ઝફરૂદીન સાહબ કાદરી સલ્લમહુ ફકીર કે યહાં કે અઅઝજ તલબા સે હૈ. ઔર મેરે બ-જાને-અઝીઝ. ઈબ્તેદાઈ કુતુબ કે બાદ યહીં તહેસીલે ઉલૂમ કી. ઔર અબ કઈ સાલ સે મેરે મદ્રેસે મેં મુદર્રિસ ઔર ઈસ કે ઈલાવા કારે ઈફતા મેં મેરે મુઈન હૈં."

◈ અનુવાદ ◈

"મારા પ્રિય મૌલાના મોલ્વી મુહમ્મદ ઝફરૂદીન સાહેબ કાદરી મારા વિદ્યાર્થીઓમાં સર્વોતમ અને શ્રેષ્ઠ (Most Excellent) છે.મારા પ્રાણપ્રિય છે. પ્રાથમિક કિતાબોના અભ્યાસ પછી અહીં રહીને દીનનું શિક્ષણ પ્રાપ્ત કર્યુ અને હવે ઘણાં વર્ષોથી મારા મદ્રેસામાં મુદર્રિસ (શિક્ષક) છે અને તે ઉપરાંત ફત્વાઓ લખવાના કામમાં મારા મદદનીશ છે. "

(હવાલો :- **"હયાતે મલેકુલ-ઓલોમા"**, પ્રકાશન સ્થળ લાહોર (પાકિસ્તાન) **પેઈજ નં. ૭ અને ૮**)



**▣ આપનો લખેલો એક ફત્વો અત્રે રજૂ છે :-**

"ہلال عیدین میں شہادت گواہان عادل کی ضرورت ہے، نہ صرف خبر کی۔ اورتار،ٹیلیفون،ٹرنک کال،ریڈیووغیرہ خبررسانی کے لئے موزوں ہیں،نہ شہادت کے لئے۔اسی لئے جن لوگوں نے تار،ٹیلیفون وغیرہ ایجاد کئے، کبھی انہوں نے بھی فوجداری اوردیوانی کے مقدمات میں گواہوں کے لئے ان چیزوں کو قابل قبول نہ جانا۔"

حوالہ: فتاویٰ ملک العلماء،ناشر: المجمع الرضوی: بریلی (یوپی) صفحہ نمبر:۱۷۱

▣ ઉપરોકત ઉર્દુ ઈબારતનો ગુજરાતી અનુવાદ અને હવાલો :-

"બન્ને ઈદોના ચાંદમાં આદિલ ગવાહોની ઝરૂરત છે. ફકત ખબરની કોઈ જ આવશ્યકતા નથી. અને તાર, ટેલીફોન, ટ્રંક કોલ, રેડીયો વગેરે માધ્યમો ફકત માહિતી પ્રદાન કરવા માટે યોગ્ય છે, પણ ગવાહી માટે યોગ્ય નથી. જેથી જ જે લોકોએ તાર, ટેલીફોન વગેરેની શોધ કરી છે, તેઓ પણ કયારેય પણ, કોર્ટમાં ચાલતા ફોજદારી અને દીવાની દાવાઓની ગવાહી માટે આ વસ્તુઓ દ્વારા સાક્ષી આપવાને માન્ય રાખેલી નથી."

હવાલો : **'ફતાવા મલેકુલ-ઓલોમા'** પ્રકાશક: અલ-મજમઉલ - રઝવી-બરૈલી (યુ.પી.), **પેઈજ નં. ૧૭૧**

**3** તલમીઝે સદરૂલ અફાઝિલ, અજમલુલ-ઓલોમા, ઉસ્તાદુલ-અસાતેઝા, હઝરત અલ્લામા,

# મુફ્તી શાહ મુહમ્મદ અજમલ સંભલી ખલીફ-એ-હુજ્જતુલ ઈસ્લામ

હઝરત અલ્લામા મુફ્તી શાહ મુહમ્મદ અજમલ સંભલીની ગણના એહલે સુન્નત વ જમાઅતના પ્રખર આલિમોમાં થાય છે. અનેક નામાંકિત અને ટોચના સુન્ની આલિમો આપના શાગિર્દની હૈસિયતથી પ્રસિધ્ધી પામેલા. આપનો એક ફત્વો અત્રે રજૂ છે :-

"ایک مقام کی رویت ہلال دوسرے مقام کے لئے صرف شہادت علی الرویت یا شہادت علی القضایا یا استفاضہ سے ثابت ہوسکتی ہے۔ جو عند الفقہاء معتبر و مقبول اور طریق موجب ہے ۔ اور ان کے علاوہ تار،ٹیلیفون ، لاؤڈ اسپیکر، ریڈیو، وایرلس ،خط،افواہ، اخباری خبریں، جنتریاں، قیاسات، نہ شہادت کا افادہ کریں، نہ استفاضہ کا، بلکہ ان سے صرف خبر وحکایت حاصل ہوتی ہے جو شرعاً بھی غیر معتبر، نا مقبول ہے اور قانوناً بھی اس سے شہادت ثابت نہیں ہوتی ہے۔"

حوالہ: فتاویٰ اجملیہ ، ناشر: فاروقیہ بکڈ پو۔ دہلی ،جلد نمبر: دوم، صفحہ نمبر ٦٦٦

▣ ઉપરોકત ઉર્દુ ઈબારતનો ગુજરાતી અનુવાદ અને હવાલો :-



"એક સ્થળે ચાંદ દેખાવવું અન્ય સ્થળો માટે ફકત ચાંદ જોવાની શહાદત અથવા શહાદત-અલલ-કઝા અથવા ઈસ્તેફાઝા દ્વારા પુરવાર થઈ શકે છે. આ પધ્ધતિ જ ઈસ્લામી નિયમોના જાણકારોના મતે આધારભૂત, સ્વીકૃત અને યોગ્ય છે. અને ઉપરોકત પધ્ધતિ સિવાયની અન્ય રીતો જેમ કે ટેલીગ્રામ, ટેલીફોન, લાઉડ સ્પીકર, રેડીયો, વાયરલેસ, પત્ર, અફવા, ન્યૂઝ પેપરમાં પ્રગટ માહિતી, જંતરી (પંચાગ-Almanac) તથા અનુમાનો દ્વારા ન તો શહાદત પુરવાર થશે, ન તો ઈસ્તેફાદા પુરવારિત થશે. બલ્કે આ બધા સાધનો દ્વારા ફકત માહિતી અને ઘટનાની જાણકારી જ પ્રાપ્ત થશે. જે શરીઅતના કાનૂન મુજબ અવિશ્વસનીય અને અસ્વીકૃત છે અને દુન્યવી કાયદા-કાનૂન અનૂસાર આ બધા સાધનોના માધ્યમ દ્વારા કોર્ટ-કચેરીમાં ગવાહી (Witness) પણ નહીં સ્વીકારવામાં આવે"

હવાલો :- **"ફતાવા-અજમલિયા"** - પ્રકાશક :- ફારૂકીયા બુક ડીપો-દિલ્હી. **જિલ્દ નં. ૨, પેઈજ નં. ૬૬૬**)

**૪** બેહરૂલ ઉલૂમ, બકીય્યતુસ્સલફ, હુજ્જતુલ ખલ્ફ,

# હઝરત અલ્લામા મુફ્તી અબ્દુલ મન્નાન સાહેબ આઝમી

**હઝરત અલ્લામા મુફતી અબ્દુલ મન્નાન સાહેબ આઝમી** (રહેમતુલ્લાહે અલૈહે) જમાઅતે એહલે સુન્નતના એવા જબરદસ્ત વિદ્વાન મુફતી હતા કે સમગ્ર આલિમોએ આપની ઈલ્મી ઉચ્ચકક્ષાની લાયકાતને અનુલક્ષીને આપને **"બહરૂલ-ઉલુમ"** એટલે





www.markazahlesunnat.com

કે **"ઈલ્મોના સમુદ્ર"** (જ્ઞાન-સાગર) ના માનવંતા ખિતાબથી સન્માનિત કરેલા. આપે પોતાના જીવનકાળ દરમિયાન હઝારોની સંખ્યામાં ફત્વાઓ લખેલા છે. આપનો ફતાવા સંગ્રહ ઈસ્લામી કાનૂનનાં અધિકૃત દસ્તાવેજ ની હૈસિયત ધરાવે છે. જે **"ફતાવા-બહરૂલઉલૂમ"** ના નામે કુલ છ (૬) ભાગોમાં પ્રકાશન પામેલ છે. જેમાંથી ટેલીફોન દ્વારા ચાંદની ખબર અંગેનો એક ફત્વો અત્રે રજૂ છે :-

"تو جولوگ ایک شہر سے دوسرے شہر میں آتے ہوئے کثیر التعداد فونوں کو خبر مستفیض قرار دیتے ہیں، شاید خبر مستفیض کی تعریف کے اس ضروری نکتے کو بھول جاتے ہیں کہ استفاضہ کے لئے مقام رویت سے متعدد جماعتوں کا آکر یہاں متفقہ بیان دینا ضروری ہے، جب کہ ٹیلیفون کی صورت میں اجتماع صرف خبروں کا ہوتا ہے، مخبرین تو سب اپنے اپنے گھر بیٹھے ہوئے ہیں، تو اس خبر میں شہادت بلکہ تواتر یا استفاضہ کی صورت کیسے پیدا ہوگی، یہ ایک مجرد خبر ہے۔"

حوالہ: فتاویٰ بحرالعلوم، ناشر: امام احمد رضا اکیڈمی، بریلی (یوپی)
جلد: دوم، صفحہ نمبر: ۲۳۴۱

▣ ઉપરોકત ઉર્દુ ઈબારતનો ગુજરાતી અનુવાદ અને હવાલો :-



"જે લોકો એક શહેરથી બીજા શહેરમાં આવતા વધુ સંખ્યાના ટેલીફોનોને **'ખબરે મુસ્તફીઝ'** ઠરાવે છે, તેઓ કદાચ ખબરે-મુસ્તફીઝની વ્યાખ્યાના અનિવાર્ય મુદાને ભૂલી જાય છે કે 'ઈસ્તેફાદા' ની વ્યાખ્યામાં આવતી ખબર માટે જરૂરી છે કે જ્યાં ચાંદ દેખાણો છે, તે સ્થળેથી અનેક જમાઅતો આવીને સર્વાનુમતે ચાંદ થઈ ગયા અંગેનું વર્ણન કરે. જ્યારે ટેલીફોન દ્વારા મેળવવામાં આવતી ખબરમાં તો ફકત ખબરો (માહીતીઓ) જ એકત્રિત થાય છે. ખબર આપનારાઓ તો પોતપોતાના ઘરોમાં બિરાજીત હોય છે. તો આવા પ્રકારની ખબરને શહાદત (ગવાહી) બલ્કે પરંપરિત (તવાતુર-ઉતરાધિકારી) અથવા **'ઈસ્તેફાદા'** ની ઉપમા કેવી રીતે આપી શકાય ? આ એક પ્રકારની એકલવાઈ ખબર છે."

હવાલો :- **"ફતાવા-બહરૂલ-ઉલૂમ"** - પ્રકાશક:- ઈમામ અહમદ રઝા એકેડમી - બરૈલી (યુ.પી.) **જિલ્દ નં. ૨, પેઈજ નં. ૨૪૧**

**૫** જલાલતુલ ઈલ્મ, ફકિહે મિલ્લત, રહબરે ફુકહા

## હઝરત અલ્લામા જલાલુદ્દીન અમજદી સાહેબ

આપનું સમગ્ર જીવન ઈલ્મેદીનની ખિદમત અને ફત્વાઓ લખવામાં પસાર થયું. **શોઅબુલ ઔલિયા, હઝરત સૈયદ શાહ યારઅલ્વી** રદીઅલ્લાહો અન્હોની છત્રછાયા હેઠળ સંચાલિત સુન્નીઓની નામાંકિત સંસ્થા **"દારૂલઉલૂમ ફૈઝુર્રસૂલ-બરાંઉ શરીફ"** માં આપે ઘણાં લાંબા સમય સુધી 'ફત્વા-નવીસી'ની ખિદમત અંજામ આપી છે.

આપની ઈલ્મી દ્રઢતા, વિશાળતા અને વિશ્વસનીયતાનો સમગ્ર ઓલોમા-એ-એહલે સુન્નતે સ્વીકાર કર્યો છે.

આપના બે (૨) ફતાવા સંગ્રહોમાંથીબે (૨) ફત્વા વાંચક મિત્રોની જાણકારી માટે અત્રે રજૂ છે.

## ▣ ફત્વા નં. ૧

”جب کہ اس علاقہ میں نہ چاند نظر آیا اور نہ ہی شہادت شرعی ملی، تو جن لوگوں نے ریڈیو ٹیلیفون کی خبر غیر معتبر جان کر اس پر عمل نہ کیا اور تیس کی گنتی پوری کر کے عید کی نماز پڑھی وہی لوگ حق پر ہیں کہ یہی شریعت کا حکم ہے۔۔۔اور جن لوگوں نے ریڈیو، ٹیلیفون کی خبر معتبر مان کر عید کی نماز پڑھی، وہ سخت گنہگار ہیں کہ ۲۹ تاریخ کو رویت نہ ہونے اور شہادت شرعی نہ ملنے کی وجہ سے روزہ کا چھوڑنا اور عید کی نماز پڑھنا جائز نہ تھا۔“

حوالہ:۔”فتاویٰ فقیہ ملت“، ناشر: فقیہ ملت اکیڈمی۔بستی (یوپی)، جلد: اول، صفحہ نمبر: ۳۴۷

### ▣ ઉપરોક્ત ઉર્દુ ઈબારતનો ગુજરાતી અનુવાદ અને હવાલો :-

‘‘જ્યારે તે વિસ્તારમાં ચાંદ નથી દેખાયો અને ત્યાંના લોકોને શરીઅતે માન્ય રાખેલી ગવાહી પણ નથી મળી, તો જે લોકોએ રેડીયો અને ટેલીફોનની ખબરને આધાર વગરની સમજીને તેના ઉપર અમલ નથી કર્યો અને ત્રીસ (૩૦) રોઝા પૂરા કરીને ઈદની નમાઝ પઢી, તે લોકો જ હક (સત્ય) ઉપર છે. કેમ કે શરીઅતનો આદેશ આ પ્રમાણે જ છે....અને જે લોકોએ રેડીયો અને ટેલીફોનની ખબરને ભરોસાપાત્ર ગણીને ઈદની નમાઝ પઢી,



તેઓ સખ્ત ગુનેહગાર છે. કેમ કે ૨૯, મી તારીખના ચાંદ ન દેખાવવાના કારણે તથા શરઈ શહાદત ન મળવા છતાં રોઝો ન રાખવો અને ઈદની નમાઝ પઢી લેવી, જાઈઝ ન હતું.’’

હવાલો :- **‘‘ફતાવા-ફકીહે-મિલ્લત’’**-મુફતી જલાલુદીન અમજદી સાહેબનો ફતાવા-સંગ્રહ, પ્રકાશક :- ફકીહે મિલ્લત એકેડમી-બસ્તી (યુ.પી.), **જિલ્દ નં. ૧, પેઈજ નં. ૩૪૭**

## ▣ ફત્વા નં. ૨

”ریڈیو کی خبر، خبر مستفیض نہیں اور نہ چاند دیکھنے کی شہادت ہے، نہ حکم قاضی پر شہادت ہے۔ لہٰذا ٹیلیفون اور ریڈیو کی خبر عید کے چاند کے لئے شرعاً معتبر نہیں کہ یہ نئے آلات خبر پہونچانے میں تو کام آسکتے ہیں لیکن شہادتوں میں معتبر نہیں ہو سکتے۔ یہی وجہ ہے کہ ٹیلیفون اور ریڈیو کی خبروں پر کچہریوں کے مقدموں کا فیصلہ نہیں ہوتا بلکہ گواہوں کو حاضر ہو کر گواہی دینی پڑتی ہے۔اور جب دنیوی معاملات میں موجودہ کچہری کا قانون ٹیلیفون اور ریڈیو کے ذریعہ گواہی ماننے کو تیار نہیں تو پھر دینی معاملات میں شریعت کا قانون ان کے ذریعہ خبر یا گواہی کو کیونکر مان سکتا ہے؟ رہا ہلال کمیٹی کا اعلان، تو آج کل بہت سے مقامات پر ہلال کمیٹیاں قائم ہیں، جن کے ممبران عموماً مسائل شرعیہ سے ناواقف ہیں، اسی لئے ریڈیو کی خبر پر عید منانے کا اعلان کر دیتے ہیں اور بہت سے جاہل عالموں کا لباس پہن کر علمائے اہلسنت کہلاتے ہیں، جو مسلمانوں کو گمراہی کے راستے پر ڈالتے ہیں، ان کا اعلان عندالشرع ہرگز معتبر نہیں اور نہ اس پر عمل کرنا جائز۔“

حوالہ:۔”فتاویٰ فیض الرسول“، ناشر: دارالاشاعت فیض الرسول۔براؤں شریف (یوپی)، جلد: اول، صفحہ نمبر: ۵۲۳

▣ ઉપરોક્ત ઉર્દુ ઈબારતનો ગુજરાતી અનુવાદ અને હવાલો :-

**"રેડીયોની ખબર, તે ખબરે મુસ્તફીઝ નથી અને તેવી ખબર ચાંદ જોવાની શહાદત નથી અને કાઝી-એ-ઈસ્લામના હુકમ ઉપરની ગવાહી પણ નથી. જેથી જ ટેલીફોન અને રેડીયોની ખબર ઈદના ચાંદની ગવાહી માટે શરીઅતના કાનૂન મુજબ ભરોસા લાયક નથી.** આ નવા શોધાએલા સાધનો ખબર (માહિતી) પ્રદાન કરવા માટે તો ઉપયોગી છે પણ સાક્ષી પુરાવવામાં ભરોસાપાત્ર નથી. જેથી જ ટેલીફોન અને રેડીયોના માધ્યથી પ્રાપ્ત માહિતીના આધારે કોર્ટોના ચુકાદાઓ નથી આપવામાં આવતા, બલ્કે સાક્ષીઓએ રૂબરૂ આવીને સાક્ષી પુરાવવી પડે છે. તો જયારે દુન્યવી બાબતોના સંદર્ભમાં વર્તમાન કોર્ટ-કચેરીઓનો કાનૂન ટેલીફોન અને રેડીયોના માધ્યમ દ્વારા આપવામાં આવતી ગવાહીને માન્ય રાખવા તૈયાર નથી, તો શરીઅતે ઈસ્લામનો કાનૂન ટેલીફોન કે રેડીયો દ્વારા પ્રાપ્ત ખબર અને ગવાહીને કેવી રીતે માની શકે છે ?

રહ્યો સવાલ હિલાલ કમેટીના ઐલાનનો. તો આજકાલ ઘણા સ્થળોએ હિલાલ કમિટીઓ સ્થાપવામાં આવી છે. જેના સભ્યો મોટાભાગે દીનના કાનૂન (મસાઈલ) થી અજાણ છે, જેથી રેડીયો દ્વારા પ્રાપ્ત થતી માહિતીના આધારે ઈદ મનાવી લેવાની જાહેરાત કરી નાખે છે અને અનેક જાહિલો આલિમોનો સ્વાંગ રચીને પોતાને સુન્ની આલિમમાં ખપાવે છે. આવા દંભીઓ મુસલમાનોને ગુમરાહીના માર્ગે દોરી જાય છે. માટે તેવા જાહિલ (કટમુલ્લાઓ) ના ઐલાન શરીઅતમાં વિશ્વાસને લાયક નથી અને તેવા ઐલાનો ઉપર અમલ કરવો પણ જાઈઝ નથી."

હવાલો :- **"ફતાવા ફયઝુર-રસૂલ"**-પ્રકાશક :- દારૂલ ઈશાઅત ફયઝુર રસૂલ-બરાંઉશરીફ (યુ.પી.) **જિલ્દ નં. ૧, પેઈજ નં. ૫૨૩**



# "મહાન સુન્ની આલિમોના ફત્વાઓનો સારાંશ"

એહલે સુન્નત વ જમાઅતના વર્ણનીય પાંચ (૫) મહાન અને પ્રખર આલિમો અનુક્રમે (૧) સદરૂશ્શરીઅહ **હઝરત અલ્લામા, મુફતી અમજદઅલી સાહેબ** આઝમી (૨) મલેકુલ-ઓલોમા, **હઝરત અલ્લામા મુફતી ઝફરૂદીન સાહેબ** બિહારી (૩) અજમલુલ-ઓલોમા **હઝરત મુફતી શાહ મુહમ્મદ અજમલ સાહેબ** સંભલી (૪) બેહરૂલ ઉલૂમ **હઝરત અલ્લામા મુફતી અ.મન્નાન સાહેબ** આઝમી તથા (૫) ફકિહે મિલ્લત **હઝરત અલ્લામા મુફતી જલાલુદીન સાહેબ** અમજદીના વિવિધ ફતાવા સંગ્રહોમાંથી કુલ-છ (૬) ફત્વાઓ અહીં સુધી રજૂ કર્યા છે. જે બધા ફત્વાઓનો સારાંશ એ છે કે :-

★ ટેલીફોન અને રેડીયોમાં પ્રસારિત ખબરોના આધારે રોઝા રાખવા કે ઈદ મનાવવામાં નહીં આવે.

★ ટેલીફોન વગેરેની ખબરો ચાંદની ગવાહી માટે માન્ય નથી. આવી ખબરોના આધારે રોઝા કે ઈદ મનાવી નહીં શકાય.

★ ટેલીફોન દ્વારા પ્રાપ્ત થએલી ખબરને "ઈસ્તેફાદા" ની વ્યાખ્યામાં આવરી શકાસે નહીં.

★ એક શહેરથી બીજા શહેરે કરવામાં આવેલા વધુ સંખ્યાના ટેલીફોનોને **"ખબરે મુસ્તફીઝ"** કહેવામાં નહીં આવે.

★ ટેલીફોન દ્વારા મળેલી ખબર ઈદના ચાંદની ગવાહી માટે

શરીઅતના કાનૂન મુજબ ભરોસાપાત્ર નથી.

★ હિલાલ કમિટીના જાહિલ સભ્યો કે જાહિલ મુલ્લાઓના ઐલાન શરીઅતમાં વિશ્વાસને લાયક નથી. તેવા ઐલાનો ઉપર અમલ કરવો જાઈઝ નથી.

## ફક્ત રમઝાન ઈદના ચાંદ માટે જ આટલી દોડધામ શા માટે ?

દર વર્ષે રમઝાન ઈદના ચાંદના અનુસંધાન અનેક સ્થળોએ વિખવાદો, વિવાદો બલ્કે સંઘર્ષો અસ્તિત્વમાં આવે છે અને ઈદના ચાંદનો વિવાદ **મતભેદ** ના બદલે **મનભેદ** ના કડવા બીજ રોપીને સુન્ની મુસ્લિમોને પણ અનેક જૂથોમાં વેરવિખેર કરી દઈ, સુન્ની મુસ્લિમોની એકતાને છિન્નભિન્ન કરી નાંખે છે. એક એવો સમય પણ હતો કે ત્યારે ચાંદ અંગેના વિવાદમાં સમગ્ર સુન્ની સમુદાય એક જ પ્લેટફોર્મ ઉપર રહેતો. ચાંદનો વિવાદ ફકત સુન્નીઓ અને વહાબીઓ વચ્ચે જ ઉત્પન્ન થતો. પણ અફસોસ કે સ્વયંને મહાન અને અદ્વિતીય આલિમ સમજવાના ભ્રમના કૈફમાં મહાલતા અમુક **"ઈદની ઉતાવળ"** ના આગ્રહી લોકો ટેલીફોન દ્વારા આવેલી ચાંદની ગવાહીને માન્ય ઠરાવવા માટે ધમપછાડા કરે છે. બીજા શબ્દોમાં કહીએં તો મહાન મુજદ્દિદ અને એહલે સુન્નતના ઈમામ અને રહેબર **ઈમામ અહમદરઝા બરેલ્વી** તથા નજીકના ભૂતકાળમાં થઈ ગએલા મહાન ઓલોમાએ અહલે સુન્નતના સ્પષ્ટ ફત્વાઓ અને નિર્દેશનોનું ખુલ્લમખુલ્લા ઉલંઘન કરે છે.



આશ્ચર્ય તો એ વાતનું છે કે, આલાહઝરતના ફત્વાઓ અને મંતવ્યોની વિરૂધ્ધના નિર્દેશન કરનારાઓ પોતાની વાતની યોગ્યતા બલ્કે સમર્થન માટે આલા હઝરતની કિતાબોના સંદર્ભો ટાંકીને તેના હાસ્યાસ્પદ અર્થઘટનો પોતાની તરફેણમાં કરવાની ચેષ્ટાઓ કરે છે. બલ્કે એક નવી વિચારસરણી નિર્માણ કરે છે.

શું આલાહઝરત ઈમામ અહમદ રઝાના દુનિયાથી પર્દો કર્યા પછીના મહાન સુન્ની આલિમો કે જેમાં આલા હઝરતના ખલીફાઓ, શિષ્યો અને સત્સંગીઓ પણ હતા. તે બધા આલિમો લગભગ એક સૈકા (૧૦૦ વર્ષ) થી ચાંદની ગવાહીના મામલામાં દૂરના ભૂતકાળના સમયના અઈમ્મએ-મુજતહેદીને ચીંધેલા માર્ગે ચાલીને સમગ્ર સુન્ની સમુદાયને એકતાંતણે બાંધી રાખીને ચાંદની ગવાહીમાં તાર, ટેલીફોન વિગેરે માધ્યમોને અયોગ્ય અને અમાન્ય ઠરાવેલ છે, તે મહાન આલિમોની સરખામણીમાં વર્તમાન યુગના મૌલ્વીઓની કોઈ હૈસિયત જ નથી. તેમ છતાં વર્તમાન યુગીઓ તે મહાન આલિમોથી બાથ ભીડવા કછોટો બાંધીને ઈલ્મના મેદાનમાં કુદી રહ્યા છે. આ કુદાકુદી ફકત શવ્વાલ મહિના એટલે કે રમઝાન ઈદના ચાંદ પૂરતી જ મર્યાદિત છે. અન્ય મહિનાઓ કે જેમાં અમુક મહિનાના ચાંદ જોવા વાજિબ છે, તેની લેશમાત્ર પરવાહ નથી કરતા.

### ⊙ પાંચ મહિનાના ચાંદ જોવા વાજિબ છે :-

રમઝાન ઈદના ચાંદના અનૂસંધાને બાંયો ચડાવીને ટોળાશાહી સ્વરૂપે રોડ શો જેવો દેખાડો અને દેકારો કરનારાઓ અન્ય મહિના તો ઠીક, બલ્કે રમઝાન મહિનાનો ચાંદ જોવાના સમયે પણ શોધ્યા જડતા નથી. બલ્કે તેઓને એ બાબતની કદાચ લેશમાત્ર જાણકારી પણ નહીં હોય કે **પાંચ (૫) મહિનાના ચાંદ જોવા વાજિબ છે.**

▣ એક હવાલો રજૂ છે :-

"شعبان سے ذی الحجہ تک پانچ ہلالوں کا بغور دیکھنا تلاش کرنا ہر جگہ کے مسلمانوں پر واجب ہے۔ اونچی چوٹیوں پر جانے کی دقت اگر صرف بوجہ تکلیف یا کاہلی ہو، تو یہ عذر ہرگز نہ سنا جائیگا اور اوپر جا کر دیکھنا واجب ہوگا۔ اگر کوئی نہ جائے گا، سب گنہگار رہیں گے۔"

حوالہ:۔ "فتاوی رضویہ" (مترجم)، مطبوعہ:۔ مرکز اہل سنت برکات رضا۔ پوربندر، جلد نمبر:۱۰، صفحہ نمبر:۳۶۹

▣ **ઉપરોક્ત ઉર્દુ ઈબારતનો ગુજરાતી અનુવાદ અને હવાલો :-**

"શાબાન થી ઝિલહિઝજહ સુધી પાંચ (૫) ચાંદો ધ્યાનપુર્વક જોવા અને શોધવા, દરેક સ્થળના મુસલમાનો ઉપર વાજિબ છે. ઊંચી ટેકરી ઉપર જવાની તકલીફ ફકત કષ્ટ અથવા આળસના કારણે હોય, તો આ બહાનું હરગિઝ સાંભળવામાં નહીં આવે અને ટેકરી ઉપર જઈને જોવું વાજિબ રહેશે. જો કોઈપણ જોવા નહીં જાય, તો બધા ગુન્હેગાર થશે"

હવાલો :- **"ફતાવા રઝવીયા"** (અનુવાદિત), પ્રકાશક:- મરકઝે અહલે સુન્નત બરકાતે રઝા-પોરબંદર. **ભાગ-૧૦, પેઈજ-૩૬૯**



વાંચક મિત્રોએ પણ અનુભવ્યું જ હશે કે દરેક સ્થળે ફકત રમઝાન ઈદના ચાંદ બાબતે જ હંગામો અને હોબાળો થાય છે. ૨૯, મી રમઝાનનો ચાંદ ન દેખાય, તો પણ ગમે ત્યાંથી ચાંદ શોધીને આવતી કાલે ઈદ મનાવવી જ છે, તેવો આગ્રહ રાખનારાઓ શાબાન મહિનાની ૨૯, મી તારીખે કયાંય પણ દેખાતા નથી. આવતીકાલથી જ રોઝા શુરૂ થઈ જાય અને રમઝાનનો બરકતો અને રહેમતો વાળો મહિનો પરમ દિવસના બદલે આવતીકાલથી ચાલુ થઈ જાય. એક દિવસ વહેલો રમઝાન મહિનો ચાલુ થઈ જાય, તેની કોઈને લેશમાત્ર પરવાહ નથી, પણ ઈદ એક દિવસ વહેલી આવી જાય, તે માટે ગમે તે ભોગ આપવા કે કોઈનો ભોગ લેવા સદા તત્પર જ રહે છે.

અમુક કિસ્સાઓમાં તો રમઝાન મહિનામાં રોઝા ન રાખીને દિવસના સમયે જાહેરમાં ખાણી-પીણી અને પાન-સિગારેટના સેવનની નિંદનીય પ્રવૃતિ આચરનારા તત્વોને ઈદની ઉતાવળ વધુ હોય છે. બલ્કે ૨૯, મો ચાંદ થવો જ જોઈએ, તેવો આગ્રહ જીદ બલ્કે હઠાગ્રહની કક્ષામાં કરીને, તેને પોતાની અંગત પ્રતિષ્ઠતા (Ego) નો પ્રશ્ન બનાવી લે છે. આવા અહંકારી તત્વોને પોતાના પ્રત્યે આકર્ષી, પોતાના ચાહક અને પ્રશંસક બનાવી સમાજમાં પોતાની ધાક અને મોભો સ્થાપિત કરવાના દુષ્ટ આશયથી અમુક કટ-મુલ્લા કક્ષાના મોલ્વીઓ અને મુફતીઓ, તેવા ઈદનાં ઉતાવળીયા તત્વોની ફરમાઈશ અને આગ્રહને અનુસરીને ૨૯, મી તારીખે ચાંદ થઈ ગયાની જાહેરાત કરી દેવામાં એટલા બધા રઘવાયા બને છે કે શરીઅતમાં માન્ય હોય તેવી ચાંદની ગવાહીના બદલે બહારગામથી આવેલા અલ્પ સંખ્યક ટેલીફોનોને આધાર અને પુરાવો ગણીને, આવા લૂલા, લંગડા, અશકત, અપંગ, નિર્બળ અને યોગ્યતા વિહોણા આધારને **"ખબરે-મુસ્તફીઝ"** નું રૂડું અને રૂપાળું નામ આપીને **"રૂયતે હિલાલ"** એટલે કે ચાંદ

થઈ ગયો અને આવતીકાલે ઈદ છે, તેવી હળાહળ અસત્ય ઉપર આધારિત જાહેરાત કરી નાખે છે અને લાખો  બલ્કે કરોડો લોકોને **રમઝાન મુબારકનો ત્રીસમો (૩૦) રોઝો રાખવાથી વંચિત રાખે છે.** કરોડો રોઝા ન રાખવાનું પાપ પોતાના શિરે લેવામાં તેનું રૂવાડું પણ નથી ફરકતું.

એક કારણ એવું પણ જણાય છે કે આજથી અંદાજે પચાસ (૫૦) કે સો (૧૦૦) વર્ષ પહેલાં આપણા મુસ્લિમ સમુદાયની હાલત એ હતી કે **<u>“ઈમામ ને અનૂસરીને કૌમ ચાલતી હતી”</u>** પણ આજે સદંતર વિકટ અને વિરોધાભાસી પરિસ્થિતી છે અને તે એ કે **“કૌમને અનૂસરીને ઈમામો ચાલે છે.”** કૌમ ૨૯, મો ચાંદ ઈચ્છે છે એટલે ઈમામ સાહેબ યથાશકિત ગમે ત્યાંથી સાચી કે પછી ખોટી ગવાહી મેળવી લેવાના હવાતિયાં મારે છે અને **“રૂયતે-હિલાલ”** ની પુરવારિતતા અંગે શરીઅતે નકકી કરેલા નિયમો પૈકીના એક નિયમ **“ખબરે મુસ્તફીઝ”** નું હાસ્યાસ્પદ અર્થઘટન કરીને **“રૂયતે-હિલાલ”** એટલે કે ‘‘ચાંદનું હોવું’’ પુરવાર કરીને જ જંપે છે. બલ્કે ગમે ત્યાંથી ખેંચી-તાણીને પણ, યૈનકેન પ્રકારે **‘ઈદ’** ને લઈજ આવે છે.

આજના ફિત્નાઓથી ભરપૂર યુગમાં ઈમાનની સલામતી અને અમલની દુરસ્તી માટે ઈમામે ઈશ્કો-મહોબ્બત, મુજદ્દિદે દીનો-મિલ્લત, આ’લા હઝરત **ઈમામ અહમદ રઝા બરેલ્વી** રદીઅલ્લાહો અન્હોની કિતાબો અને ફતાવા સંગ્રહ મઝબૂત કિલ્લા સમાન છે. આલા હઝરત પછી નઝદીકના ભુતકાળમાં થઈ ગએલા મહાન અકાબિરે ઓલોમા-એ-એહલે સુન્નતની કિતાબો અને ફતાવા પણ આપણા માટે લોખંડી બખ્તર અને ઢાલ સમાન છે. વર્તમાન યુગમાં પ્રવર્તતા ફિત્નાઓ, આંતરિક સંઘર્ષો, ઈખ્તેલાફી મસાઈલ અને



અન્ય સમસ્યાઓના ઉકેલ માટે આલા હઝરતની કિતાબો અને આ’લા હઝરતને અનૂસરી લખવામાં આવેલી અને લખવામાં આવી રહેલી કિતાબો જ વિશ્વસનીય છે. આધારભૂત છે. અનુકરણીય છે.

બાકી આજે તો પરિસ્થિતી એટલી બધી વિસ્ફોટક છે કે અમુક કટમુલ્લાઓ સમાજના માથાભારે તત્વોના ‘‘મની એન્ડ મસલ્સ પાવર’’ ના જોરે સૈકાઓથી પ્રચલિત મરાસિમે એહલે સુન્નત, ફુરૂઈ મસાઈલ અને દીની મામલાતમાં ચંચુપાત કરવાની કુ:ટેવ ધરાવે છે અને અજ્ઞાનતાના અંધકારમાં ખૂદ ભટકતો હોવા છતાં સ્વયંને કૌમનો માર્ગદર્શક સમજવાના ભ્રમમાં છબરડા વાળે છે.

ચાંદની ગવાહી અંગે પ્રવર્તતી ગેરસમજો અને ખોટી માન્યતાઓ દૂર કરવાના આશયથી અને આધારભૂત કિતાબોના સચોટ હવાલાઓથી આ કિતાબોનું આલેખન કર્યુ છે. અલ્લાહ તબારક વ તઆલા તેના પ્યારા મહેબુબે આઝમ સલ્લલ્લાહો અલૈહે વસલ્લમના સદકામાં કબૂલ ફરમાવે અને કિતાબથી બહોળી સંખ્યાના લોકો ફાયદો ઉપાડે તેવી અભિલાષા.

પોરબંદર
તા. ૯-૭-૨૦૧૫
ગુરૂવાર
પ્રમાણે
૨૧, રમઝાનુલ મુબારક
હિ.સ. ૧૪૩૬

બસ એ જ
**અ. સતાર હમ્દાની ‘**
**‘મસ્રૂફ’’**
**(બરકાતી નૂરી)**

કામ વો લે લિજીયે તુમ કો જો રાઝી કરે • ઠીક હો નામે ‘રઝા’, તુમ પે કરોડોં દુરૂદ



મનો-દસ્તો-
દામાને-
અહમદ રઝા

અલ ફકીર : અબ્દુસ્સત્તાર હમદાની ‘મસ્રૂફ’ (બરકાતી-નૂરી)

# અનુમોદન અને સમર્થન

મુનાઝિરે અહલે સુન્નત, ખલીફ-એ-હુઝૂર મુફતી આઝમે હિન્દ, **હઝરત અલ્લામા અબ્દુસ્સતાર હમદાની "મસ્રૂફ"** (બરકાતી-નૂરી) એ ચાંદની ગવાહીના વિષય ઉપર કલમ ચલાવીને **"ચાંદની ગવાહીની આસાન સમજૂતી"** કિતાબ લખીને સુન્નીયત અને મસ્લકે આલા હઝરતની મહાન સેવા અંજામ આપી છે.

સ્થાપિત હીતો ધરાવનાર મૌલ્વીઓ દ્વારા ચાંદની ગવાહીના મસ્અલામાં ગુંચવાડો ઉભા કરી દેવામાં આવેલો છે. **"ખબરે મુસ્તફીઝ"** ના બહાના હેઠળ ટેલીફોન દ્વારા આવેલી માહિતીને આધાર અને પુરાવો ગણીને રૂયતે હિલાલની જાહેરાત કરવી યોગ્ય છે, તેવી જાહેરાત બલ્કે તે અંગે કિતાબો પ્રગટ કરીને એક નવો ફિત્નો ખડો કરવામાં આવેલો છે. આ કિતાબમાં તે ફિત્નાનો રદીયો આપીને જે જવાબ લખવામાં આવ્યો છે, તે કાબિલે દાદ છે. આ કિતાબનું અમો સમર્થન કરીએ છીએ અને સંપુર્ણપણે અનુમોદન કરીએ છીએ. ટેલીફોન દ્વારા આવેલી ખબરને ખબરે મુસ્તફીઝ ગણીને તેના આધારે રૂયતે હિલાલની જાહેરાત કરવી હરગિઝ યોગ્ય નથી.

| નં. | નામ. હોદો. સંસ્થા. | ગામ |
|---|---|---|
| ૧ | કાઝી-એ-ગુજરાત, ખલીફ-એ-હઝરત તાજુશ્શરીયહ, હઝરત અલ્લામા સૈયદ સલીમ બાપૂ નાનીવાલા. | બેડી (જામનગર) |
| ૨ | હઝરત અલ્લામા મુફતી મોહસિન રઝા હાદી બરકાતી, સદર મુફતી દારૂલ ઉલૂમ અન્વારે મુસ્તફા રઝા. | ધ્રોલ જી. જામનગર |



| નં. | નામ. હોદો. સંસ્થા. | ગામ |
|---|---|---|
| ૩ | નાસિરે મસ્લકે આ'લા હઝરત અલ્લામા ઉસ્માનગની બાપૂ. બાની દારૂલઉલૂમ | ધ્રોલ જી. જામનગર |
| ૪ | મલેકુલ ઓલોમા, હઝરત મુફતી મલિક આરિફુલ્લાહ-શયખુલ હદીષ દારૂલ ઉલૂમ રઝવીયા | જામનગર |
| ૫ | જલાલતુલ ઈલ્મ, અલ્લામા મુફતી મુઝફફર હુસૈન સાહેબ હશમતી, સદર મુદર્રિસ દારૂલ ઉલૂમ અહલે સુન્નત અન્વારૂલ કુરઆન | અંકલેશ્વર |
| ૬ | ઉસ્તાદુલ હુફફાઝ, હઝરત અલ્લામા હાફિઝ આદમ સાહેબ-દારૂલ ઉલૂમ અન્વારે મુસ્તફા રઝા | ધ્રોલ જી. જામનગર |
| ૭ | શેહઝાદ-એ-મુફતીએ સૌરાષ્ટ્ર, હઝરત કિલ્લા અલ્લામા ગુલામ મુહંમદ રઝવી સાહેબ | ધોરાજી |
| ૮ | નાસિરે મસ્લકે આ'લા હઝરત મૌલાના અસ્લમ રઝવી - જૂહાપૂરા | અમદાવાદ |
| ૯ | શેહઝાદ-એ-ઝહીરે મિલ્લત, હઝરત મૌલાના સૈયદ આલે મુસ્તફા સાહેબ | જાફરાબાદ (જી. અમરેલી) |
| ૧૦ | હઝરત મૌલાના મુફતી હસીબુર્રહમાન, સદર મુદરર્રિસ દારૂલ ઉલૂમ અન્વારે મુસ્તફા | જૂનાગઢ |
| ૧૧ | ફાઝિલે નૌજવાં હઝરત મૌલાના મુફતી મુઝમ્મિલ સાહેબ બરકાતી મિસ્બાહી | પોરબંદર |
| ૧૨ | હઝરત મૌલાના સૈયદ જાવીદ શાહબાપૂ બુખારી | કોઠારા(કચ્છ) |

| નં. | નામ. હોદો. સંસ્થા. | ગામ |
|---|---|---|
| ૧૩ | હઝરત મૌલાના ઝાહિદ હુસૈન રઝવી, ખતીબો-ઈમામ ઝકરીયા મસ્જિદ | ઉપલેટા |
| ૧૪ | આલિમે-બા-વકાર, હઝરત મુફતી અસ્ગર અલી રઝવી, દારૂલ ઉલૂમ અન્વારે ખ્વાજા | બેડી જામનગર |
| ૧૫ | મૌલાના અબ્બાસ રઝવી, ખતીબ રઝવી મસ્જિદ | જામજોધપુર |
| ૧૬ | હાફિઝો-કારી, હઝરત મૌલાના વાસિફ રઝા સાહેબ, મુદર્રિસ દારૂલ ઉલૂમ ગૌષે આઝમ | પોરબંદર |
| ૧૭ | શેહઝાદ-એ-મોઈને મિલ્લત, હઝરત મૌલાના સૈયદ અમીરૂદ્દીન, ખાનકાહે એહલે સુન્નત | વડોદરા |
| ૧૮ | ખલીફ-એ-તાજુશ્શરીઅહ, હઝરત મૌલાના સૈયદ સિકંદર બાપૂ રઝવી | રાજકોટ |
| ૧૯ | ફાઝિલે ઝી-શાન, હઝરત મૌલાના મુફતી મુહમ્મદ હુસૈન, દાઉલ ઉલૂમ અન્વારે ખ્વાજા | બેડી જામનગર |
| ૨૦ | મૌલાના ઈબ્રાહીમ હશમતી સાહેબ | લીંબડી |
| ૨૧ | મૌલાના અબ્દુલ મન્નાન રઝવી | ચીખલી |
| ૨૨ | મૌલાના અહમદ રઝા સાહેબ | સુરત |
| ૨૩ | મૌલાના આફતાબ સાહેબ | સુરત |
| ૨૪ | મૌલાના રજબઅલી સાહેબ | કોસંબા |
| ૨૫ | મૌલાના શહાબુદ્દીન સાહેબ | પાલેજા |
| ૨૬ | મૌલાના મહેબૂબ - દારૂલુ ઉલૂમ ચિશ્તીયા | રાજકોટ |



| નં. | નામ. હોદો. સંસ્થા. | ગામ |
|---|---|---|
| ૨૭ | મૌલાના ગુલામ હુસૈન સોહબ | વાંકાનેર |
| ૨૮ | ખલીફ-એ-ગ્યાસે-મિલ્લત, હઝરત મૌલાના તૌફીક રઝવી સાહેબ જમાઅતે રઝાએ મુસ્તફા | પેટલાદ |
| ૨૯ | હઝરત મૌલાના તન્વીર સાહબ રઝવી | મહુદા |
| ૩૦ | હઝરત મૌલાના સુલેમાન સાહબ રઝવી | બેડી (જામનગર) |
| ૩૧ | હઝરત મૌલાના અબ્દુલ હબીબ મિસ્બાહી | વાંકાનેર |
| ૩૨ | હઝરત મૌલાના સૈયદ યુનુસ બુખારી | જામખંભાલીયા |
| ૩૩ | હઝરત મૌલાના સિદ્દીક બરકાતી, ઈમામ જામે મસ્જિદ | બેડી (જામનગર) |
| ૩૪ | હઝરત મૌલાના અહમદ રઝા - જામે મસ્જિદ | ભાણવડ |
| ૩૫ | હઝરત મૌલાના અશરફ સાહબ | બેડી (જામનગર) |
| ૩૬ | હઝરત મૌલના ગુલામ મુસ્તફા સાહેબ | મોરબી |
| ૩૭ | શેહઝાદ-એ-રહેબરે મિલ્લત, ખલીફ-એ-તાજુશ્શરીઅહ, **હઝરત અલ્લામા સૈયદ સિદ્દીક બાવા. (હઝરત સૈયદ બિલાલ)** | મોરબી |
| ૩૮ | શેહઝાદ-એ-રહેબરે શરીઅતો-તરીકત, **હઝરત અલ્લામા મહેબૂબુલ મુરસલીન, નકશબંદી કિબ્લા** - જૂહાપૂરા | અમદાવાદ |
| ૩૯ | **મૌલાના કારી અબ્દુલ હસીબ રઝવી** દારૂલ ઉલૂમ અહલે સુન્નત અન્વારૂલ કુરઆન-અન્સાર મારકેટ | અંકલેશ્વર |
| ૪૦ | **અલ્લામા ઈસ્માઈલ અમજદી** મકતબ-એ-રઝા | સૂરત |